# નિવેદન

—o—

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદ્દહેતુથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર "**હિન્દની સફરે નિકળેલા વહાણવટીઓ એટલે નવા દેશોની શોધમાં નિકળેલા વહાણવટીઓની સાહસકથા**" નામનું આ પુસ્તક ડૉ. દેવેન્દ્ર ર. મજમુદાર એલ. સી. પી. એસ. ( ગોલ્ડ મેડેલિસ્ટ ) એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને ઉક્ત માળામાં ૨૩૮ મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા. પ્રાચ્યવિદ્યા મંદિર, વડોદરા. તા. ૧-૮-૩૫ | મં. ર. મજમુદાર ભાષાંતર મદદનીશ | ભા. કા. ભાટે. વિદ્યાધિકારી, વડોદરા રાજ્ય. |

# સાકળિયું

## વિભાગ ૧ લો : ભૂમિકા

**પ્રકરણ ૧ હિન્દનું પ્રાચીન ગૌરવ** પૃષ્ઠ ૧ થી ૪

વર્તમાન હિન્દુસ્તાન ૨–હિન્દુસ્તાનનો કિનારો ૨–હિન્દનું રસાળપણું ૩–ધર્મપ્રચાર ૩–ધર્મ અને વહેપારનું કેન્દ્ર ૩

**પ્રકરણ ૨ ભારતીય વહાણવટું** પૃષ્ઠ ૫ થી ૧૪

પ્રાચીન ભારત ૫–નૌકાની બાંધણી સંબંધે પ્રાચીન ઉલ્લેખ ૫–દરિયાઇ જહાજ ૬ નૌકાની બાંધણી વિષે નિકોલો કૉંટીનું વર્ણન ૭–વહાણના ચિત્રો ૭–શિલ્પકામમાં વહાણની આકૃતિઓ ૮–'મધ્યમંદિર' પ્રકારનું વહાણ ૧૦–અજન્ટામાં વહાણના ચિત્રો ૧૧–સિક્કા ઉપર વહાણની છાપ ૧૨

**પ્રકરણ ૩ ઐતિહાસિક ઉલ્લેખો** પૃષ્ઠ ૧૫ થી ૨૭

પ્રાચીન ગ્રંથોમાં વહાણવટાનો ઉલ્લેખ ૧૫ ઋગ્વેદમાં ઉલ્લેખ ૧૫ રાજપુત્ર વિજયની વહાણની સફર ૧૬–જલપર્યટનના બીજા ઉલ્લેખો ૧૬–જમીન જોવાની નવી રીત ૧૮–આન્તરરાષ્ટ્રીય વ્યાપાર ૧૮–વહાણ બાંધવાનો હુન્નર ૧૯–ચન્દ્રગુપ્તના વખતમાં નૌકાવ્યવસ્થાપકમંડળનું બંધારણ ૧૯–અશોકના વખતમાં દરિયાઇ વ્યાપાર ૨૧–મી. આર સીવેલનો અભિપ્રાય ૨૨–ટોલેમીની ભૂગોળમાં હિન્દના જલમાર્ગ પર પ્રકાશ ૨૨–વીન્સેન્ટ સ્મીથે કરેલો ઉલ્લેખ

૨૪ પ્રાન્તિક ભાષાઓના સાહિત્યમાં નૌવિદ્યાનો ઉલ્લેખ ૨૪–જાવા બેટની સ્થાપના ૨૫–હિન્દુઓનું સાદુ અને સ્વતંત્ર જીવન ૨૬–હિન્દની મુખ્ય વસ્તુઓની નિકાસ ૨૬.

પ્રકરણ ૪ : ચીનની જાહોજલાલીનો સમય.

પૃષ્ઠ ૨૮ થી ૩૧

હિન્દુસ્થાન અને ચીનનું સરખાપણું ૨૮–ચીનની ૧૫૦૦ માઇલ લાંબી ભીંત ૨૯–વેનીસની જાહોજલાલી ૨૯–હિન્દ અને ચીનની દુનિયાભરમાં પ્રખ્યાતિ ૩૦.

---

## વિભાગ ૨ જો : સાહસિકોની યાત્રા :

પ્રકરણ ૫ : ઇટાલિયન પ્રવાસીઓ. પૃષ્ઠ ૩૨ થી ૩૮

ઇટાલિયન વહેપારી મેફીઓ પોલો અને નિકોલો પોલો ૩૨–જમીનમાર્ગે લૂંટારાનો ભય ૩૩–પોલો કુટુંબની દેશાટન માટે તીવ્ર ઇચ્છા ૩૩–કોન્સ્ટેન્ટીનોપલમાં પેઢી ખોલી ૩૪–તાતાર દેશનો અધિપતિ બડાખાન ૩૫–તાર્તરી લોક સાથે ઓળખાણ ૩૬–પોલો ભાઇઓ ૩૬–ખાને મેળવેલી માહિતી ૩૭ પોલોબંધુ પોપને ત્યાં ખાનના પ્રતિનિધિ તરીકે ૩૭–સોનાની ઇંટ પર કોતરેલું ખાનનું ફરમાન ૩૮.

પ્રકરણ ૬ : માર્કો પોલો. પૃષ્ઠ ૩૯ થી ૫૨

માર્કો પોલોએ લીધેલી હઠ ૩૯–પોપના મોકલેલા બે ધર્મોપદેશકો ૪૦–પોલો મંડળની તદ્દન નવે રસ્તે મુસાફરી ૪૧–માર્કો પોલોની હોંશિયારી ૪૨–માર્કો પોલોની નોંધપોથી ૪૮–માતૃભૂમિમાં પાછા જવાને થયેલી તીવ્ર ઇચ્છા ૪૫–જલમાર્ગની પસંદગીઃ પ્રવાસ માટે તૈયારી ૪૫–ફોફીન

અકેરથી લીધેલી વિદાય ૪૫-પ્રવાસનો માર્ગ ૪૬-રાજકન્યાનું લગ્ન ૪૬-રાજકન્યા પાસેથી વિદાય ૪૮-સ્વદેશમાં પોતાને ઘેર ૪૮-ઘરમા પેસવા દેવાની ચોખ્ખી ના ૪૯ પોલોમંડળે અજમાવેલી સફળ યુક્તિ ૫૦-ગંદા ડ્રેસમાંથી રત્નો ખર્યા ૫૧-આખરે ઘર તથા કુટુંબ ભેગા થયા ૫૧-માર્કો પોલો કાફલાનો ઉપરી ૫૨-માર્કો પોલોનો પ્રવાસ ગ્રંથ ૫૨.

## પ્રકરણ ૭ : એશિયા અને યુરોપના વહેપારસબંધ. પૃષ્ઠ ૫૪ થી ૫૯

બે ગોલાર્ધ ૫૪-યુરેશિયા ૫૪-પોલો ભાઇઓની સેવા ૫૫-'અસુ' અને 'ઇરિબ' ૫૫-જાણીતા દેશ ઉપર જુદી જુદી સત્તા ૫૭-ધર્મપ્રચાર પરથી ધર્મયુદ્ધ ૫૭-વહેપાર ઉપર અમર ૫૮-જલમાર્ગ શોધવાની અગત્ય જણાઇ ૫૮

## પ્રકરણ ૮ : સ્પેન રાજકુમાર હેન્રી. પૃષ્ઠ ૬૦ થી ૬૮

હેન્રીની મહત્ત્વાકાંક્ષા ૬૧-'પોર્ટો સેન્ટો' અને 'મદિરા' બેટની શોધ ૬૨-'કેનેરીઝ' અને 'અઝોરઝ' બેટની શોધ ૬૨-અજાણ્યા મુલક વિષે જાણી લેવાની હેન્રીની ચીવટ ૬૨-પોતાના નામનું નગર વસાવ્યું. ૬૩-પિતાની સંપૂર્ણ સંમતિ ૬૩-વધુ પ્રવાસો ૬૩-ગુલામ વેચવાનો ધંધો ૬૪-નવા પ્રદેશોની શોધો આગળ ધપવા લાગી ૬૫-હેન્રીએ પદ્ધતિ બદલી ૬૬-ખ્રિસ્તીધર્મના પ્રચારની શરૂઆત ૬૭-હેન્રીના સ્તુત્ય પ્રયાસો ૬૭-'વહાણવટીના રાજાનું' સાર્થક ઉપનામ ૬૮.

**પ્રકરણ ૯ : આફ્રિકાની શોધ** પૃષ્ઠ ૬૯ થી ૭૩

'ડીગો કેમ 'ની મુસાફરી ૬૯–આફ્રિકાની પ્રચંડ 'કાંગો' નદી ૭૦–નદીનો દક્ષિણ કિનારો ૭૧–પોર્ટુગાલના રાજા તરફથી 'ડીગો કેમ 'ને માન અકરામ ૭૨–ફેમની વધુ મુસાફરી ૭૩.

**પ્રકરણ ૧૦ : સોનાનો કિનારો** પૃષ્ઠ ૭૪ થી ૭૭

બીજો સાહસિક ખલાસી બાર્થોલોમ્યુ ડીઆઝ ૭૪–સોનાનો કિનારો ૭૪–આખરે આફ્રિકાનો દક્ષિણકિનારો હાથ લાગ્યો ૭૦–પ્રવાસ અધૂરો મૂકવો પડ્યો ૭૬–કેપ ઓફ ગુડ હોપ ૭૭ ડીઆઝને નડેલો અકસ્માત અને મૃત્યુ ૭૭.

---

## વિભાગ ૩ જો : હિન્દની શોધમાં :

**પ્રકરણ ૧૧ : હિન્દ શોધવાની ઝંખના.** પૃ. ૭૮ થી ૮૧

લલિત કલાઓનું કેન્દ્રસ્થાન હિન્દુસ્થાન ૭૮–એ ભૂમિના દર્શનની મહેચ્છા ૭૮–ધર્માભિમાની મુસલમાનો આડતિયા તરીકે ૭૯–નવો દરિયાઇ માર્ગ શોધવાની જણાયલી ખાસ જરૂર ૭૯–પૃથ્વી ગોળ છે એ વાત ખરી હોય તો ૮૦–કેટલીક અશક્યતાઓ. ૮૦

**પ્રકરણ ૧૨ : ક્રિસ્ટોફર કોલમ્બસ.** પૃષ્ઠ ૮૨ થી ૯૧

ક્રિસ્ટોફર કોલમ્બસ ૮૨–લીસ્બનમાં રહેવાનો હેતુ ૮૩–ટોસ્કનેલીનો નકશો ૮૩–બીજી નિશાનીઓ ૮૫–શરૂઆતની મુશ્કેલીઓ ૮૫–સ્પેન દેશની મદદ ૮૬–મુસાફરીની શરૂઆત ૮૭–સાથીદારોની અનિચ્છા ૮૭–અદશ્ય થતો જાણીતો

માર્ગ ૮૭–જમીન દેખાયાનો થયેલો ભાસ ૮૯–નિરાશાનું સામ્રાજ્ય ૯૦–આશાનાં ચિન્હો ૯૦–આખરે જમીન આવી ૯૧–કોલમ્બસને થયેલો હર્ષ ૯૧.

પ્રકરણ ૧૩ : અમેરિકાની અકસ્માત શોધ. પૃષ્ઠ ૯૨ થી ૧૦૨

સ્પેનના રાજાની આણ ૯૨–નવીન બેટના લોકો ૯૨–હોડીમાં બેસવાની આવડત ૯૩–સોનું ઓળખતા હતા ૯૩–ભૂલભરેલી સમજ ૯૩–વિનિયમ ૯૪–ક્યુબા બેટ ૯૫– સોનાને બદલે બીજી ચીજો મળી ૯૫–ઘર તરફ કૂચ ૯૬–અણધારી મુશ્કેલીઓ ૯૬–મુસાફરીનું વર્ણન લખી તે કાગળ તરતો મૂક્યો ૯૭–આખરે પેલોસ બંદરે પાછા આવી શક્યા ૯૮–કોલમ્બસનું ધામધુમથી થયેલું સ્વાગત ૯૯–કોલમ્બસની સફળ સફર અને સ્પેનિયાર્ડ લોકની ધર્મા ૧૦૦–ધર્મનો ભોગ બન્યો ૧૦૦–ઉત્તરાવસ્થા ૧૦૧–વેસ્ટ ઇન્ડીઝ ૧૦૧–પવન અને પ્રવાહની ગતિ ૧૦૨.

પ્રકરણ ૧૪ : પોર્ટુગીઝો હિન્દની શોધમાં. પૃષ્ઠ ૧૦૩ થી ૧૦૭

સ્પેન અને પોર્ટુગાલ ૧૦૩–હિન્દી મહાસાગરમાં પ્રવેશ શી રીતે કરવો ? ૧૦૩–પોર્ટુગાલનું પ્રોત્સાહન ૧૦૪–કેપ ઓફ ગુડ હોપ ૧૦૫–હિન્દની શોધ બાકી હતી ૧૦૬–ઇમેન્યુઅલ રાજાએ ટુકડી મોકલવા ધાર્યું. ૧૦૬.

પ્રકરણ ૧૫ : વાસ્કો–ડી–ગામા. પૃષ્ઠ ૧૦૮ થી ૧૧૯

જગવિખ્યાત સફર ૧૦૮– હોટેનટોટ જાતના લોકો

૧૧૦–કડવો અનુભવ ૧ ૧–આગળનો પ્રવાસ ૧૧૨–'નાતાલ' નામ પાડયું ૧૧૩–મર્સી નદીની ઉત્તર તરફના લોકો ૧૧૪–વાસ્કો-ડી–ગામાનાં સુખસ્વપ્ન ૧૧૪–આરબો ચેતી ગયા. ૧૧૫ મીઠું પાણી ખલાસ ૧૧૬–દારૂગોળાનો ઉપયોગ ૧૧૭–મોમ્બાસા ૧૧૭ જુલ્મ કરી બાતમી મેળવી ૧૧૮–'મેલીન' બંદરે સાચો સત્કાર ૧૧૯.

**પ્રકરણ ૧૬ : હિન્દના કાલિકટ બંદર ઉપર.**

પૃ. ૧૨૦ થી ૧૨૮

ફત્તેહનો આનંદ ૧૨૦–કાલિકટ ૧૨૦-નવીન અનુભવ ૧૨૧– દરબારમાં ૧૨૨–હિંદ સાથે વહેપાર કરવાની પરવાનગી લઇ લીધી. ૧૨૩-નજરાણું ૧૨૩–આરબોની ઇર્ષ્યા ૧૨૪-સ્વદેશ પ્રતિ પ્રયાણ ૧૨૬–વાસ્કો–ડી–ગામાના કામની કદર ૧૨૭ વેનિસની પડતી ૧૨૮.

**પ્રકરણ ૧૭ : મસાલાના બેટની શોધમાં.**

પૃ ૧૨૯ થી ૧૩૫

મસાલાના બેટ ૧૨૯–ધર્મગુરૂ પોપની સત્તા ૧૩૦–પૃથ્વીની વહેંચણી ૧૩૦–મેગેલને બીડું ઝડપ્યું ૧૩૨–ભૂગોળનું વધેલું જ્ઞાન ૧૩૨-અમેરિકા નામ શી રીતે પડયું ૧૩૩ પનામાની સંયોગીભૂમિ ૧૩૪ પોતાના રાજાએ કામ ન આપ્યું.

**પ્રકરણ : ૧૮ ભૂપરિક્રમણ કરનાર મેગેલન.**

પૃષ્ઠ ૧૩૬ થી ૧૪૪

તયારી ૧૩૬–મેગેલનનાં વહાણ ૧૩૭–મુસાફરી શરુ કરી ૧૩૭ શરુઆતનો સુખરૂપ પવન ૧૩૮–વિષુવવૃત્ત

પરનો હવા વગરનો પ્રદેશ ૧૩૮ બંડ શમાવ્યું ૧૩૯–ડીસેમ્બરમાં ઉન્હાળો ૧૪૦–બ્રાઝીલ દેશનો . ખોરાક ૧૪૦–લોકો ૧૪૦–સેંટ જ્યુલિયન ૧૪૧–પેટેગોન નામના પ્રચંડ લોક ૧૪૨–આગળનો પ્રવાસ ૧૪૪.

પ્રકરણ ૧૯: મેગેલનની સામુદ્રધુનિ પૃષ્ઠ ૧૪૫ થી ૧૫૬

સામુદ્રધુનિની શોધ ૧૪૫–પ્રવેશ ૧૪૬–એક વહાણ સ્વદેશ તરફ નાશી ગયું ૧૪૭–સામુદ્રધુનિ ઓળંગી ગયો ૧૪૭–પેસીફિક મહાસાગર ૧૪૮–અનંત સાગર અને ખોરાકની તંગી ૧૪૮–ફિલિપાઇનમાં તાજા થયા. ૧૬૯–'માસાવા' બેટ ૧૫૧–'માસાવા' બેટના રાજા સાથે મૈત્રિ ૧૫૨-સોનાની ખાણ ૧૫૨–અન્નપાણીના કોઠાર ભરી લીધા ૧૫૨–'ઝેબુ' બેટનો રાજા ૧૫૩–મહત્ત્વાકાંક્ષા ૧૫૪–મેગેલનનું મૃત્યુ ૧૫૫–સાથીઓનાં સંકટ ૧૫૫–નવો કપ્તાન 'ડેલ્કેનો' ૧૫૬.

પ્રકરણ ૨૦: મસાલાનો બેટ બોર્નિઓ શોધાયો. પૃ. ૧૫૭ થી ૧૬૦

બોર્નિઓ ૧૫૭–મસાલાના બેટ છોડયા ૧૫૭-પૃથ્વીની પહેલવહેલી પ્રદક્ષિણા ૧૫૮–મેગેલનની કાર્યકુશળતા ૧૫૮–ફિલિપાઇન બેટ આગળ ૧૫૯–ધર્મઝનૂનઃ પ્રાણહાનિ ૧૬૦.

પ્રકરણ ૨૧: ઉપસંહાર. પૃષ્ઠ ૧૬૧

ભૂશોધનું પરિણામ ૧૬૧.

---

# ચિત્ર તથા નકશાસુચિ.



## ચિત્ર


૧ બોરોબુદુરના મંદિરમાંનું શિલ્પઃ હિન્દી વહાણો જાવામાં સંસ્થાન સ્થાપવા જાય છે. ... પૃ. ૯
૨ અજંટાની ગુફામાંનું શિલ્પ ... ... પૃ. ૧૧
૩ ઇ. સ. બીજી સદીના આન્ધ્ર દેશના સિક્કામાં વહાણની આકૃતિ ... ... ... પૃ. ૧૩
૪ માર્કો પોલો ... ... ... ... પૃ. ૩૯
૫ સ્પેનરાજકુમાર હેન્રી ... ... ...પૃ. ૬૦
૬ ક્રિસ્ટોફર કોલમ્બસ ... ... ...પૃ. ૮૨
૭ વાસ્કો-ડી-ગામા ... ... ...પૃ.૧૦૮
૮ દુનિયાની પહેલી પ્રદક્ષિણા કરનાર ફર્નિનાન્ડ મેગેલન ... ... ... ...પૃ.૧૩૬


## નકશા


૧ ભારતીય પ્રાચીન જળપર્યટનનો માર્ગ તથા માર્કો પોલોએ લીધેલા માર્ગનો નકશો... ...પૃ. ૪૭
૨ રાજપુત્ર હેન્રીની સફર વખતે શોધાયેલાં સ્થળોનો નકશો તથા વાસ્કો-ડી-ગામાએ લીધેલા માર્ગનો નકશો ... ... ... .. પૃ. ૫૯
૩ કોલમ્બસની ૧૪૯૨ ની સફર પહેલાં મનાતી દુનિયાનો નકશો ... ... ...પૃ. ૮૪
૪ ગલ્ફ સ્ટ્રીમ બતાવતો નકશો ... ...પૃ. ૯૭
૫ ફર્નિનાન્ડ મેગેલનની પૃથ્વીપ્રદક્ષિણાના માર્ગનો નકશો ... ... ... ...પૃ.૧૫૦

## ઉપયોગમાં લીધેલા ગ્રંથોની યાદી


૧ Indian Shipping ..by Prof. Radha Kumud Mukerji.

૨ 'Encyclopeadia Britannica' Volumes.

૩ 'The Book of Knowledge' Volumes.

૪ History of the World...by Hormsworth.

૫ Indian Sculpture and Painting... by E. B. Havell.

૬ જગતનો વાતરૂપ ઇતિહાસ—શ્રી. ગોકળદાસ મ. શાહ.

૭ 'ગુજરાતનું વહાણવટું' શ્રી. રત્નમણિરાવ ભીમરાવનો લેખ: 'વસંત રજતમહોત્સવ સ્મારકગ્રંથ 'માંથી.

૮ 'કચ્છનું વહાણવટું' શ્રી. જયરામદાસ જેઠાભાઇ નયગાંધીનો લેખ: 'પ્રસ્થાન' ભાદ્રપદ ૧૯૮૮.

૯ 'હિન્દની નાવિક પ્રવૃત્તિ' શ્રી. પ્રીતમરાય વ્રજરાય દેસાઇનું ભાષણ 'યુગધર્મ' વર્ષ ૧ અંક ૧

વર્તમાન હિન્દુસ્તાન

જગતનાં હાલનાં મુખ્ય મુખ્ય સ્વતંત્ર રાષ્ટ્રોનાં વહાણો આજે મોટા મોટા મહાસાગરોમાં રાત દિવસ ફરી, હજારો માઈલોના પ્રવાસ સુખેથી કર્યે જાય છે. માત્ર હિન્દુસ્તાન બિચારું, બીજી બધી બાબતો ઉપરાંત આ બાબતમાં યે તદ્દન પાછળ પડી ગયું છે. આ વાત, હિન્દી વ્હેપારીઓના મનમાં સાલ્યા જ કરે છે. "સારે જહાંસે અચ્છા, હિન્દોસ્તાં હમારા" એ જીર્ણ થઇ ગયેલી જાહોજલાલીનાં માત્ર સંભારણાં છે.

હિન્દુસ્તાનનો કિનારો

હિન્દુસ્તાનને સમુદ્રનો કિનારો ન હોત, તો તો કંઇ બહુ લાગવાને કારણ નહોતું. પણ પશ્ચિમે કરાંચી બંદરેથી માંડી દક્ષિણમાં કન્યાકુમારી સુધી, અને ત્યાંથી પૂર્વમાં કલકત્તા સુધીનો મળી એકંદર નવ હજાર માઈલનો ફેલાયલો દરિયાકિનારો છતાં, વહાણથી ચાલનારો કિનારા કિનારા પરનો વહેપાર પણ, આપણા હિન્દીઓથી સ્વતંત્રપણે ચલાવી શકાતો નથી, એ જરૂર ખૂંચે તેવી વાત છે.

ભરતખંડ, એ પ્રાચીન કાળમાં પણ અપૂર્વખંડ તરીકે ઓળખાતો હતો. ઉત્તરે ઉંચા ઉંચા પર્વતોની હારથી અને દક્ષિણે સમુદ્રથી સંકળાયલો હોવાથી, ભારતવાસીઓને બીજા દેશોમાં ન જવા દેવા, એવો જાણે કુદરતનો આશય હોય, તેમ હિન્દીઓ ઘણે ભાગે બીજા દેશના પરિચય વિનાના રહ્યા; અને આર્ય-સંસ્કૃતિ, બીજી સંસ્કૃતિ કરતાં ઘણે પ્રકારે ભિન્ન રહી.

પરંતુ હિંન્દુસ્તાનના રસાળપણાની જાણ જેમ-જેમ પરદેશીઓને અનેક પ્રકારે થવા લાગી, તેમતેમ આ એકલવાયા પણ સમૃદ્ધ દેશ તરફ પરદેશીઓનું આકર્ષણ વધવા માંડયું. આર્યોનો હિન્દુધર્મ જો કે હિન્દુસ્તાનમાં જ પસરેલો હતો, છતાં તેમાંથી ઉદ્ભવેલા બુદ્ધધર્મે તો ભરતખંડના ઊંચા ઊંચા, બરફથી ઢંકાયલા અને અભેદ્ય પર્વતોની હાર ઓળંગીને પણ તિબેટ, ચીન અને જાપાન સુધી આક્રમણ કર્યું. એટલું જ નહિ પણ દક્ષિણ અને પૂર્વના સમુદ્રને ઓળંગીને સિલોન બેટથી ઠેઠ બ્રહ્મદેશ, સિયામ, અને કંબોડિયા સુધી આવેલા પ્રદેશોમાં પણ આ ધર્મ પસર્યો. હિન્દનું રસાળપણું

બુદ્ધ ભિક્ષુઓએ, જેમ ધર્મપ્રચાર માટે દૂરદૂરના અનેક પ્રાંતોમાં સંચાર કર્યો, તેવી રીતે વ્યાપાર નિમિત્તે ભારતના વણિક શેઠિયાઓએ બ્રહ્મદેશ, કંબોડિયા, મલાયા, ચીન, કોરિયા, જાપાન, જાવા, સુમાત્રા, બોર્નિઓ વગેરે ઠેકાણે જઇ વસાહત કરી; અને પશ્ચિમે અરબી સમુદ્ર અને ઇરાનનો અખાત ઓળંગીને આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર તથા અરબસ્તાન અને ઇરાનમાં જંગી વહેપારી પેઢીઓ ખોલી હતી. ધર્મપ્રચાર

આમ ભરતખંડ, પ્રાચીન કાળમાં લગભગ ત્રીસ સૈકા સુધી જૂની દુનિયાના ધર્મ અને વહેપારનું ધર્મ અને વહેપારનું મુખ્ય કેન્દ્ર

મુખ્યકેન્દ્ર બની રહ્યું હતું. હિન્દુસ્તાનના બન્ને કિનારા પર ઘણાં યે બંદર હતાં. ત્યાંથી સાહસિક હિન્દીઓ ધર્મ અને વ્યાપારના પ્રચાર માટે મહાસાગરો ઓળંગીને દૂર દૂરના પ્રવાસે જતા. પરંતુ પશ્ચિમના અને ચીનના મુસાફરોનાં, હિન્દુસ્થાન વિષેનાં પ્રવાસવર્ણનો જેમ અત્યારે મળી આવે છે તેમ, હિન્દી પ્રવાસીઓનાં બીજા દેશનાં પ્રવાસવર્ણનો મળી આવતાં નથી એટલો ખેદ–વિષય છે.

કયા પ્રવાસીએ, કયાં કયાં બંદરો ઉપરથી, અને કયા માર્ગથી, કયા કયા દ્વીપકલ્પ અને બેટો શોધ્યા, પ્રવાસમાં શી શી અડચણો વેઠી, પારકા પ્રદેશમાં જતાં, ત્યાંના લોકો સાથે તેમને કેમ વર્તવું પડ્યું, ત્યાંની ભૌગોલિક, સામાજિક, રાજકીય, ધાર્મિક વગેરે પરિસ્થિતિ કેવી હતી, તેનું સવિસ્તર વર્ણન, કોઇ પ્રવાસી પાસેથી અનુભવસહિત વર્ણવેલું આજે આપણે મેળવી શક્યા હોત તો, આપણને એક રસિક અને પ્રમાણભૂત આધાર મળી ગયો હોત !

---

## પ્રકરણ ૨

# ભારતીય વહાણવટું

ભારતવાસીઓનાં લખેલાં પ્રવાસવર્ણનો નથી મળતાં તે બદલ હવે શોકને સ્થાન રહ્યું નથી; કારણ હિન્દુસ્તાનની જુદીજુદી ભાષાઓમાં જૂના શિલાલેખો, ચિત્રકલા અને કોતરકામના નમૂના, જૂની ઇમારતોનાં ખોદકામ વગેરે ઘણી બાબતો હવે જગજાહેર થયેલી છે. પ્રાચીન ભારત

વળી જે જે દ્વીપકલ્પ અને બેટોમાં ભારતવાસીઓ જઇ વસ્યા હતા, તેમાંના સ્મારક અવશેષો ઉપરથી ભારતીય વહાણવટા બદલ ઘણી માહીતી મળી છે. ચીન, અરબસ્તાન, ઇરાન, સિલોન, જાવા, સુમાત્રા અને બોર્નિયો વગેરે જગાઓની ભાષામાં લખાયલા શિલાલેખોમાં જે ઉલ્લેખો કરેલા છે, તે ઉપરથી પણ ભારતીય વહાણવટાના અસંખ્ય પુરાવા મળ્યા છે.

પ્રોફેસર રાધાકુમુદ મુકરજીએ આ બાબતનો પદ્ધતિસર અભ્યાસ કરી " Indian Shipping " નામનું પુસ્તક બહાર પાડયું છે. તેમાં ભારતવાસીઓના સમુદ્રપર્યટન અને વ્યાપારના પુરાવા એમણે જોઇએ તેટલા ભેગા કરી આપ્યા છે.

ભોજનરપતિ રચિત " યુક્તિ કલ્પતરુ" નામના ગ્રંથમાં રત્નપરીક્ષા, શસ્ત્રપરીક્ષા, હયગજપરીક્ષા, અને એવી બીજી ઉપયોગી માહિતી સાથે, વહાણ કેમ બનાવવાં તેનું પણ સવિસ્તર વર્ણન આપવામાં આવ્યું છે. નૌકાની બાંધણી સંબંધે પ્રાચીન ઉલ્લેખ

પ્રથમ જુદા જુદા આકારની નૌકાઓ બાંધવામા કઈ કઈ જાતનુ લાકડું વાપરવું તથા બીજો પણ કયો સામાન વાપરવો તે સંબંધી પુષ્કળ હકીકત એમા આપેલી છે. વહાણની લંબાઇ, પહોળાઇ અને ઊંચાઇના જુદા જુદાં માપ લેવાથી તેની કેટલા યે પ્રકારની જાતિ અને ઉપજાતિ બની શકે છે.

દરિયાઇ જહાજ આ સર્વમાં લાણા પ્રવાસે જવા માટેના વહાણમાં બહુ જાતના પ્રકારો છે એમાં "દીર્ઘા" અને "ઉન્નતા" એ બે મુખ્ય પ્રકારો છે પ્રથમ પ્રકારમાંની "દીર્ઘિકા," "ગત્વરા," "જંઘાલા", અને "વેગિની" નામની નૌકાઓ, અને બીજા પ્રકારમાંની, "ઊર્ધ્વા" અને "સ્વર્ણમુખી" નામની નૌકાઓ, ઉત્તમ ફલદાયી અને ભાગ્યોદય કરાવનારી ગણાય છે

વહાણને કેમ સુશોભિત કરવા, કેવી રીતે રંગ રોગાન કરવો, કેવી રીતે ચિત્રો કોરી કાઢવાં, તથા સોના રૂપાના તારવાળા મોતીના તોરણ કયા કયા લટકાવવા, પ્રવાસીઓની દરેકે દરેક સુખસગવડ કેવી રાખવી–વગેરે બાબતનુ પદ્ધતિસર અને સંપૂર્ણ રીતે વિવેચન પણ એ જ ગ્રંથમાં કરેલું છે. વળી, વહાણ પર ઓરડીઓ (કેબિન) અમુક જગાએ બાંધવાથી શો લાભ અને ગેરલાભ થશે, રાજા મહારાજાઓને જલક્રીડા માટે વહાણ કેવા હોવા જોઇએ, દરિયાઇ યુદ્ધ માટે વહાણ કેવા હોવા જોઇએ,

લાંબા પ્રવાસ માટે વહાણ કેવાં હોવાં જોઇએ વગેરે સર્વ વાતનું નિરાકરણ, તથા તે વખતના લોકોના મત પણ એ ગ્રંથમાં સંકલિત કરવામાં આવ્યા છે.

નૌકાની બાંધણી વિષે નિકોલો કૉંટીનું વર્ણન.

નૌકાની બાંધણી સંબંધી, નિકોલો કૉંટી નામના મુસાફરે વર્ણન કર્યું છે કે "હિન્દુસ્થાનના લોક આપણા કરતાં ઘણાં મોટાં વહાણો બાંધી શકે છે. એ હજાર પીપો એના ઉપર રહી શકે એવડાં મોટાં એ વહાણો હોય છે. એને પાંચ સઢ અને પાંચ ડોલ હોય છે. તળિયાનો ભાગ ત્રણ ત્રણ પાટીઆનો બનાવેલો હોય છે. એને લીધે ગમે તેવા તોફાનમાં પણ એ વહાણ ટકી શકે છે. નૌકાની બાંધણી એવી ખૂબીથી કરેલી હોય છે કે વહાણનો એકાદ ભાગ તોફાન વગેરેમાં તૂટી જાય, તો પણ બાકીનો બીજો ભાગ, આખા વહાણની ગરજ સારે છે."

વહાણનાં પ્રાચીન ચિત્રો

લગભગ ઇસ્વીસનના છઠ્ઠા સાતમા સૈકામાં જે વખતે શક લોકોએ ગુજરાત જીતી લીધું, તે વખતે ત્યાંનો રાજકુમાર પોતાના થોડા વિશ્વાસુ સાથીદારો સાથે સ્વદેશનો ત્યાગ કરી, દરીઆઇ મુસાફરીએ નિકળી પડચો હતો. જે વહાણમાં બેસી એ લોકોએ મુસાફરી કરી, તેનો ક્રમવાર ઇતિહાસ ચિત્રોરૂપે હજી પણ મોજૂદ છે. જાવા બેટમાં આવેલા 'બોરોબુદુર' નામના મંદિરની ભીંતપર આ ચિત્રો કોતરી કાઢેલાં છે. એની કોતરણી એટલી કલામય છે કે પાશ્ચાત્ય

શિલ્પકાર મી. હેવેલે એનાં નીચે પ્રમાણે વખાણ કર્યાં છેઃ

"આ દૃશ્યો એટલે જાણે હાલતી ચાલતી કલામય સુન્દર નૌકાનો જ આબેહૂબ નમૂનો. વહાણનાં આ ક્રમવાર બતાવેલાં ચિત્રોની સહાયતાથી, ગુજરાતના એ રાજપુત્રને અને તેની સાથેનાં માણસોને હિન્દુસ્થાનનો કિનારો છોડી, જાવાબેટ સુધી પહોંચતાં રસ્તામાં વચ્ચે કઇ કઇ આપત્તિઓ નડી, ક્યાં ક્યાં દરિયાઇ તોફાનોમાં અદ્ધર જીવે રહેવું પડયું વગેરે સાદ્યંત ઇતિહાસ જાણે હમણાં જ બની ગયો હોય, એવું આ ચિત્રો દૃષ્ટિસમક્ષ આણે છે. જાવા બેટમાં પહોંચ્યા પછી, એ લોકોને જે અત્યાનંદ થયેલો તે એમણે છેક છેલ્લા ચિત્રમાં બતાવ્યું છે. તેમાં સર્વે મુસાફરો આનંદથી શોરબકોર કરી રહ્યા છે, અને ખલાસીઓ નીચે ઊતરવાની સીડીઓ ગોઠવતા તથા લંગર નાખતા બતાવ્યા છે. આ રાજપુત્રના સમયમાં જ જાવામાં હિન્દુલોકો આવીને વસ્યા."

શિલ્પ કામમાં વહાણની આકૃતિઓ

સાંચીના શિલ્પકર્મમાં પણ વહાણો વગેરેના ઇ. સ. ૨૦૦ વર્ષ પૂર્વેના કીર્તિસ્થંભ આજ સુધી અસ્તિત્વમાં છે. ત્યાંના પૂર્વના દરવાજા ઉપર જે કોતરકામ છે તેમાં એક નદીનો દેખાવ આપેલો છે. તે નદીમાં થઇને એક વહાણ જાય છે. વહાણમાં ત્રણ સંન્યાસીઓ બેઠેલા છે. બીજો એક પશ્ચિમનો દરવાજો છે. ત્યાં



બોરોબુદુરના મંદિરમાંનું શિલ્પ: હિન્દી વહાણો જાવામાં સંસ્થાન સ્થાપવા જાય છે.

પણ એક ખાબોચીઆનો દેખાવ છે. તેમાં એક હોડી, તેમાં બેઠેલા ત્રણ ચાર માણસો, હોડીમાં નાખેલો તંબુ —વગેરે બહુ સુન્દર છે. આ વહાણનો આકાર માછલા જેવો છે. આ ચિત્ર હિન્દુસ્તાનમાંથી લંકા જતા કેટલાક લોકોનો દેખાવ ખડો કરે છે. જે ભાવ અને સુંદર દેખાવ આ ચિત્ર બતાવે છે, તે શિલ્પકારની ફક્ત કારીગરી જ નહિ, પણ યુક્તિકલ્પતરુમાં જે પ્રમાણે સૂચવેલું છે, તેજ પ્રમાણે વહાણોની રચના અને ઘાટ આબેહૂબ ખડાં કરે છે.

“મધ્ય મંદિર” પ્રકારનું વહાણ

જગન્નાથપુરીના દેવળની કારીગરી જોતાં, ત્યાં પણ એક પત્થર ઉપર વહાણનો દેખાવ કાઢેલો નજરે પડે છે. આ વાત લગભગ ઇ. સ. ૧૨૦૦ ની સાલની છે. તેમાં વિવિધ પ્રકારના ઓરડાઓ, બેસવા માટે બેઠકો તથા ઊતારૂઓને અડચણ ન પડે તેવી જાતની બધી વ્યવસ્થા કરવામાં આવી છે. શ્રીકૃષ્ણ, કંસના પંજામાંથી ન્હાસી જાય છે એવું અંદરનો દેખાવ, બતાવતો હોય એમ લાગે છે. આ વહાણ યુક્તિકલ્પતરુમાં જણાવેલા “ મધ્યમંદિર ” પ્રકારનું છે.

ભુવનેશ્વરમાં બિન્દુ સરોવરની પશ્ચિમ બાજુએ એક જૂનું દેવળ, “ વૈતાલ દેઉલ ” નામથી ઓળખવામાં આવે છે. તે ઉપરાંત બીજાં બૌદ્ધલોકોનાં મંદિરો છે; તેમની ઉપર પણ અસલના વખતની કારીગરી અને કોતરકામ હજી અસ્તિત્વમાં છે. તેમાં વહાણ

હોડીઓ વગેરે જુદા જુદા પ્રકારના દેખાવો છે. વહાણ અને હોડીના મુખ્ય દેખાવોની બાબતમાં અજન્ટાની બીજી ગુફાનાં ચિત્રો પ્રખ્યાત છે; અને તે ઘણું કરીને લગભગ ઇ. સ. ૫૨૫–૬૫૦ની સાલની લગભગનાં છે.

અજન્ટામાં વહાણનાં ચિત્રો

અજન્ટામાં વહાણ અને હોડીઓનો જે દેખાવ આપેલો છે તે મી. ગ્રિફિથ્સના કહેવા પ્રમાણે હિન્દુસ્તાનનો પરદેશ સાથે વહેપાર કેવી રીતે ચાલતો હતો



અજંટાની ગુફામાંનું શિલ્પ.

તે રજૂ કરે છે. ત્યાં જે વહાણો બતાવેલાં છે તે યુરોપનાં આધુનિક વહાણોનાં જેવાં જ છે. તેમાં ડોલ, સઢ, બેઠક, સુકાન વગેરે જે જે જરૂરિયાતની વસ્તુઓ જોઇએ તે સર્વ સંપૂર્ણ રીતે બતાવી છે. રાજાને ફરવા જવાના વહાણમાં બેસવા માટે, ગાદી જેવી બેઠક, છત્રી અને ધજા હોય છે. આ પ્રમાણે અજન્ટાની ગુફાનાં ચિત્રો હિન્દુસ્તાનનો ભૂંસાઇ ગયેલો આ બાબતનો ઇતિહાસ ફરી પાછો તાજો કરે છે.

જૂના મળી આવેલા સિક્કા ઉપરની વહાણોની છાપ ઉપરથી પણ, હિન્દુસ્થાનના વહાણવટાપર કેટલોક પ્રકાશ પડે છે. પૂર્વ કિનારા તરફ ઇસ્વી સનના બીજા ત્રીજા સૈકાના કેટલાક આન્ધ્રના સિક્કાઓ મળી આવ્યા છે. તેના ઉપર, બે ડોલવાળાં વહાણોની છાપો છે; તે ઉપરથી હિન્દુસ્થાનમાં તે વખતે નૌવિદ્યા કેવી હતી તે સમજાય છે. સિક્કા ઉપર વહાણની છાપ

"દક્ષિણ હિન્દુસ્થાનના બુદ્ધ લોકોની અસલી હકીકત" નામના પોતાના પુસ્તકમાં મિ. અલેક્ઝાન્ડર આન્ધ્રના ત્રણ જુદી જુદી જાતના સિક્કાઓનું વર્ણન આપતાં જણાવે છે કે, "તે બધા જસતના છે, અને તેનું વજન અનુક્રમે ૧૦૧, ૬૫, અને ૨૯ ગ્રેઇનનું છે. એમાંના એકનો આકાર અર્ધચન્દ્ર જેવો છે, બે સઢ છે, આગળ સુકાન પાસે ધજા છે. એક બાજુ ગોળ

દંડા જેવું કંઇક રાખ્યું છે, દેખાવમાં સુન્દર છે અને ઉત્તમ કારીગરીના નમૂના છે."









ઇ. સ. બીજી સદીના આન્ધ્ર દેશના શિક્કામાં વહાણની આકૃતિ.

સર વોલ્ટર ઇલિયટના "દક્ષિણ હિન્દુસ્થાનના

સિક્કાઓ " નામના પુસ્તકમાં ૪૫ અંકવાળી આકૃતિમાં પણ આના જેવો જ જસતનો સિક્કો આપેલો છે. તેના ઉપર પણ બે ડોલવાળા વહાણનો દેખાવ છે. આ ઉપરથી જણાય છે કે નૌવિદ્યા ઘણા પુરાતનકાળથી હિન્દુસ્તાનમાં પ્રચલિત થયેલી, અને તે વખતના લોકો પણ ઘણા હોંશિયાર અને કલાકાર હતા.

---

## પ્રકરણ ૩

## ઐતિહાસિક ઉલ્લેખો

પ્રાચીન ગ્રંથોમાં વહાણવટાનો ઉલ્લેખ

વેદ, સ્મૃતિ, પુરાણ વગેરે ધાર્મિક ગ્રંથો, તેમજ સંસ્કૃત અને પાલી ભાષાનાં નાટકો, કથા અને કાવ્યો ઉપરથી પણ નક્કી સમજાય છે કે હિન્દુસ્થાનમાં દરિયાઇ વહેપારની પ્રવૃત્તિ પુષ્કળ હતી; અને હિન્દુઓ જૂના વખતમાં પરદેશ સાથે વહેપાર કરવામાં સમુદ્ર-માર્ગે વારંવાર જતા આવતા.

ઋગ્વેદમાં ઉલ્લેખ

પ્રથમ આપણે ઋગ્વેદમાં જોઇશું તો એક ઠેકાણે વરુણને દરિયાના રસ્તાઓનો માહિતગાર વર્ણવ્યો છે. બીજે સ્થળે વહેપારીઓ વધારે દોલત મેળવવાના લોભથી પરદેશમાં વહાણમાર્ગે જાય છે અને વહેપાર કરે છે એમ વર્ણવ્યું છે.

વળી ઋગ્વેદમાં જ ઉલ્લેખ છે કે, રાજર્ષિ તુગ્રે " અગ્ર મંદિરા " પ્રકારની, એટલે જેમાં આગળની બાજુએ મંદિરો—ઓરડીઓ આવેલી હોય, તેવી યુદ્ધ-નૌકા આપી, પોતાના પુત્ર ભુજ્યુને, એક દૂરના દ્વીપ-કલ્પમાં રહેતા શત્રુપર હલ્લો કરવા મોકલ્યો હતો. આ નૌકા દરિયાઈ તોફાનમાં સપડાવાથી ખડક સાથે અથડાઇ નાશ પામી. એ વહાણના મુસાફરોને જલ-સમાધિ લાગવાની તૈયારી હતી, પરંતુ અશ્વિની-કુમારોએ પોતાના સો વહાણના કાફલાની મદદથી

એમનું રક્ષણ કર્યું હતું. રામાયણમાં જે કૈવર્ત લોકોએ રામચંદ્રજીને સહાય કરી હતી, તેમણે આવી જ જાતની પાંચસો યુદ્ધનૌકાઓ તૈયાર કરી, શત્રુને રોકી રાખવાનું કાર્ય કરેલું હતું. આ સર્વ પ્રસંગોના ઉલ્લેખ અત્યંત પ્રાચીન કાળથી મળી આવે છે.*

પાલી ભાષાના સાહિત્યમાંથી પણ જલપર્યટન સંબંધિ ઘણા ઉલ્લેખો મળી આવે છે. સુરાષ્ટ્રના રાજા સુબાહુએ પોતાના પુત્ર વિજયને તથા તેના સાતસેં અનુયાયીઓને, બાળબચ્ચાં અને ચાકર માણુસ સાથે પોતાના રાજ્યની હદબહાર થવાનો હુકમ કર્યો. ત્યારે બહાદુર રાજપુત્ર વિજયે સહકુટુંબ આવેલા સાતસોએ અનુયાયીઓને એક પ્રખ્યાત વહાણમાં બેસાડી ભાવનગર પાસેના શિહોરથી મુસાફરી શરૂ કરી. રાજપુત્ર વિજયની વહાણની સફર

મુસાફરી કરતે કરતે ભરૂચ અને સોપારા બંદરો આગળ થઈને દક્ષિણ હિન્દુસ્થાનના પશ્ચિમ કિનારા પર તે આવી પહોંચ્યો. ત્યાંથી ઘણાં બંદરો એણે જોયાં; પણ પોતાને મન પસંદ આશ્રયસ્થાન ન મળ-

---

* જુવો રામાયણ, અયોધ્યાકાન્ડ અ. ૮૪, શ્લો. ૭૮:

नावां शतानां पञ्चानां कैवर्तानां शतं शत ।
सन्नद्धानां तथा यूनान्तिष्ठन्त्वित्यभ्यचोदयत् ॥

Let hundred of young sailors lie i[n] five hundred ships ( to obstruct the [passage] ) passage )

વાથી પોતાનું વહાણ એણે દક્ષિણ મહાસાગરમાં હંકાર્યું. તેનું વહાણ સિલોનના દક્ષિણ કિનારા ઉપર આવી પહોંચતાં, ત્યાં જ બધા ઊતરી પડયા; પરંતુ ત્યાંના રહેવાસી રાક્ષસોએ મોહિનીમંત્રથી બધાને મારી નાખ્યા. રાજપુત્ર વિજયને સ્વપ્નમાં ઉપાય જડી આવવાથી, એક જાદુઈ ઘોડા પર બેસી, એ એકલો ન્હાસી છૂટયો. પરંતુ એણે એક નવું સૈન્ય જમાવ્યું. દરેક સૈનિકને પણ મંત્રો શીખવ્યા; અને આ સૈન્યની મદદથી બધા રાક્ષસોનો નાશ કર્યો. રાક્ષસોનો સંહાર કરી ત્યાં સિલોનમાં જ એણે પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ બેટને સિલોન અથવા સિંહલદ્વીપ એવું નામ આ રાજપુત્રે જ આપ્યું. આ સર્વ કથાભાગ “ મહાવંસો ” નામના પાલીગ્રંથમાં આપેલો છે.

જલપર્યટનના બીજા ઉલ્લેખો.

રામાયણમાં સીતાની શોધ અર્થે પણ લંકા, ચીન, જાવા, સુમાત્રા અને સમુદ્ર વગેરેનો ઉલ્લેખ માલમ પડે છે. મહાભારતમાં પણ સહદેવે સમુદ્રમાંના ઘણા ટાપુઓ જીત્યાનો ઉલ્લેખ છે. ધર્મસૂત્ર, સ્મૃતિ વગેરે ગ્રંથોમાંથી પણ વેપારીઓ અને તેમનાં જહાજનો ઉલ્લેખ મળે છે; અને સંહિતામાં પણ દરિયાઇ વહેપારીઓના ભાગ્યપર ચંદ્રની અસરનો ઉલ્લેખ છે. તે જ પ્રમાણે કાવ્યો, મહાકાવ્યો, નાટકો અને પુરાણોમાંથી પણ જલપર્યટનના મનોરંજક પ્રસંગો મળી આવે છે.

જમીન જોવાની નવી રીત

આ જલપર્યટન માત્ર કિનારેકિનારે જ થતું હતું એમ નહિં, પણ મધ્યદરિયે પણ થતું હતું. કેટલાક પ્રસંગોમાં છ છ મહિના સુધી જમીનનું નામ નિશાન પણ જણાતું નહિ; ત્યારે તે વખતના નાવિકો પાસે મોટાં દૂરબીનોનું સાધન નહોતું. તેમણે તે માટે નવી જ યુક્તિ શોધી કહાડી હતી; તેઓ એક જાતનાં પક્ષીઓ પાળતા. આ પક્ષીઓને છૂટાં મુકે એટલે તે તરત ઉંચે આકાશમાં ઊડી, જમીન કઇ દિશામાં અને કેટલે દૂર છે તે જોઇ, પાસેની જમીન તરફ ઉડી જતાં; એટલે તે દિશામાં વહાણ હંકારાતાં. જમીન નજરે ન પડે તો તે પાળેલાં પક્ષીઓ વહાણ પર પાછાં આવી બેસતાં.

આન્તર રાષ્ટ્રીય વ્યાપાર

સંસ્કૃતના અભ્યાસી ડૉ. બુલ્હરે પોતાનો સ્પષ્ટ મત આપ્યો છે કે, " હિન્દુ લોકોએ આન્તરરાષ્ટ્રીય વ્યાપારનિમિત્તે હિન્દી મહાસાગરનો પુષ્કળ ઉપયોગ કરી સમુદ્ર ડહોળી કાઢયો છે. " વળી પાલી ભાષાના પ્રખર પંડિત રિસ ડેવીસ લખે છે કે બેબીલોન સાથે હિન્દુસ્થાનનો વ્યાપાર ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં પુષ્કળ હતો. ભારતીય નાવિકો ચોખા, સુખડ, અને મોરપીછ વગેરે માલ લઇ, આખો અરબી સમુદ્ર ઓળંગી ઠેઠ બેબીલોન સુધી જતા.

સમુદ્રમાર્ગે ચાલતો પશ્ચિમના દેશો સાથેનો હિન્દુસ્થાનનો વહેપાર ઘણા જૂના વખતથી ચાલુ હતો,

એમ બીજા પણ ઘણા પંડિતો કહે છે. ગ્રીસ દેશમાંના થીબ્સ શહેરના "દિર એલ બહારી" દેવળમાં કોતરી કાઢેલાં ચિત્રો ઉપરથી જણાય છે કે હિન્દુસ્થાનનાં ઘણાં પ્રાણી, સોનું, ચંદન, રત્ન વગેરે વસ્તુઓ ત્યાં જતી હતી. ખ્રીસ્તી લોકના ધર્મપુસ્તક બાયબલમાં પણ હાથીદાંત, કાપડ, તેજાના, મોરપીછ, સોનું, રત્ન, સીસમ અને સુગંધી પદાર્થો પૂર્વમાંથી અરબસ્તાન, પેલેસ્ટાઇન, સિરિયા વગેરે દેશોમાં જતા હતા એવો ઉલ્લેખ છે. તે ઉપરથી અનુમાન થઇ શકે કે હિન્દુસ્થાનનો દરિયાઇ વહેપાર ઇ. સ. પૂર્વે ચૌદમા સૈકાથી ચાલુ થયો હશે.

ગ્રીક લેખકોના વર્ણન પરથી જણાય છે કે ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં મૌર્યવંશની સત્તા હિન્દુસ્થાનમાં સ્થપાઇ. તે વખતે, દરિયામાર્ગે તથા ઊંડી નદીઓ મારફત ચાલનારો વેપાર ઘણી સારી સ્થિતિમાં હતો. તેથી વહાણ બાંધવાનો ધંધો ધમધોકાર ચાલતો. વહાણ બાંધવામાં હિમાલય પર્વતપર થનારા જંગલી દેવદાર, ચીનાર, સુરુ વગેરે જાતનાં ઝાડનાં પાટિયાં ઉપયોગમાં લેવામાં આવતાં. (વહાણ બાંધવાનો હુન્નર)

નવાં વહાણ બંધાવવાનું સરકાર જ માથે રાખતી. સમ્રાટ ચન્દ્રગુપ્તના વખતમાં તો એક સ્વતંત્ર નૌકા-વ્યવસ્થાપક મંડળ નિમવામાં આવ્યું હતું. "કૌટિલ્ય અર્થશાસ્ત્ર" માં બે હજાર વર્ષ પૂર્વે નૌકાવ્યવસ્થાપક (ચન્દ્રગુપ્તના વખતમાં નૌકાવ્યવસ્થાપક મંડળનું બંધારણ)

મંડળનું બંધારણ કેવું હતું તે આપ્યું છે. મંડળના મુખ્ય ઉપરીને "નાવાધ્યક્ષ"ની પદવી અપાતી. સમુદ્ર તેમ જ નદી, સરોવર અને મહાસાગરમાં કેવાં કેવાં, કયાં કયાં અને કેવી રીતે વહાણો ચલાવવાં તે ઉપર ધ્યાન આપવાનું કામ તેમને માથે હતું. ચન્દ્રગુપ્તની કારકિર્દીમાં ભરતખંડનું દર્શન કરવા દૂર દૂરના દેશોમાંથી મુસાફરોનાં ટોળાં ઊતરી આવેલાં જણાતાં.

તે વખતે નૌવિદ્યા કેટલી ઉન્નતિમાં હતી તેનો ખ્યાલ, તે સમયમાં કેટલા કેટલા કર નાખવામાં આવતા તે જોવાથી સમજાશે. દરિયાકિનારે આવેલાં ગામોના લોકોને અમુક કર આપવો પડતો હતો. માછીઓને પોતાના ઉત્પન્નમાંથી છઠ્ઠો ભાગ કર તરીકે આપવો પડતો. વહેપારીઓને તેમ જ મુસાફરોને પણ અમુક દરથી કર આપવો પડતો.

તે ઉપરાંત બીજા પણ કર નાખવામાં આવેલા હતાઃ જેવા કે જનાવરોનો કર, ભાર લઈ જવાનો કર, ખભા ઉપર ઉંચકી જવાનો કર, માંછલાં પકડવાનો અને શંખ કાઢવાનો પણ કર હતો. કર તો લેવાનો જ; અને કોઈ કર ભર્યા વગર છાનોમાનો જતો રહે તો તેની તપાસ કરવા ઉપરાંત બંદરના નિયમો ઘડવાની ફરજ "પત્તનાધ્યક્ષ" એટલે બંદરના અધિકારીની ગણાતી. કોઈ નબળું કે નુકશાની પામેલું વહાણ બંદરમાં આવતું તો તેને મદદ કરવાની ફરજ પણ

તેની જ હતી. કર માફ કરવાની સત્તા પણ તેને જ અપાયલી હતી.

અષાડ સુદ સાતમથી કાર્તિક મહિના સુધી જ્યારે નદીઓ પાણીથી ભરપૂર હોય, ત્યારે ખાનગી હોડી અગર વહાણો ચલાવવા દેવામાં આવતાં નહતાં. અને ફક્ત સરકારી વહાણોનો ઉપયોગ કરવાની ફરજ પાડવામાં આવતી. મજબૂત તથા ભાગે નહિ તેવાં મોટાં અને સારાં વહાણો વાપરવા માટે, નદીઓ ઓળંગવા માટે, અને વહાણો ચલાવવા માટે સખ્ત નિયમો કરવામાં આવ્યા હતા. વખત અને જગા પણ અમુક રીતે નિર્દિષ્ટ કરવામાં આવતાં. આ નિયમોનો જે ભંગ કરે તે ગુનેહગાર ઠરતો અને તેને સજા કરવામાં આવતી.

વિન્સેન્ટ સ્મિથ આ ઉપરથી ટીકા કરે છે કે: " આવા સંપૂર્ણ અને વિસ્તૃત નિયમોનું અસ્તિત્વ એવું સાબિત કરે છે કે મૌર્યવંશનું રાજ્ય દુનિયાના જુદા જુદા ભાગો સાથે સંબંધમાં આવેલું હતું.

અશોકના વખતમાં દરિયાઇ વ્યાપાર

ચન્દ્રગુપ્ત પછી અશોકના વખતમાં તો સિરિયા, ઇજિપ્ત, મેસિડોનીઆ વગેરે દેશો સાથેનો વ્યાપાર અખંડિત અને સતત ચાલ્યા કરતો. આથી જુદાં જુદાં રાષ્ટ્રોના વહેપારીઓ આર્યભૂમિમાં એકત્ર થતા. અશોકના પ્રોત્સાહનથી વિશ્વબંધુત્વની ઉદાત્ત કલ્પના તે વખતે તો જન્મી નહિ હોય? રાજકારણ, ધર્મ

અને વ્યાપારની ત્રિપુટી તે વખતે એકત્ર થઇ હતી. એટલે ભરતખંડના રાજાની આજ્ઞા નાગલોકો પણ પાળતા; અને ચીન સાથેનો ભરતખંડનો વ્યાપાર સુરક્ષિતપણે ચાલતો. ભારતીય ધર્મસંસ્કૃતિનું તો આ પરિણામ નહિ હોય?

મી. આર. સીવેલનો અભિપ્રાય

ચન્દ્રગુપ્ત અને અશોક પછી ઉત્તર હિન્દુસ્તાનમાં કનિષ્ક વંશની સત્તા જામી; અને દક્ષિણમાં આન્ધ્રવંશ પ્રબળ થયો. આ રાજાઓની કારકિર્દીમાં પણ બીજાં રાષ્ટ્રો સાથે ચાલતો વહેપાર બરાબર સચવાઇ રહ્યો હતો. દક્ષિણ હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસના પ્રખર અભ્યાસી મી. આર. સીવેલ જણાવે છે કે " આન્ધ્રવંશની કારકિર્દી એટલે દક્ષિણ હિન્દુસ્તાનના અત્યંત ઉત્કર્ષનો સમય કહી શકાય. આ સમયમાં ખુશ્કી અને જલમાર્ગથી ચાલતો વ્યાપાર મોટા પ્રમાણમાં હતો. તે એટલે સુધી કે પશ્ચિમમાં એશિયા, ગ્રીસ, રોમ, તથા ઇજિપ્ત અને પૂર્વમાં ચીન, જાપાન અને મલાયા દ્વીપકલ્પની દક્ષિણના સર્વ બેટો હિન્દુસ્તાન સાથે સંકળાઇ ગયા હતા. "

ટોલેમીની ભૂગોળમાં હિન્દના જલમાર્ગ પર પ્રકાશ

" ધી પેરીપ્લસ ઓફ ધી એરિથ્રિઅન સી " (The Periplus of the Erythrœan Sea) એ નામનો લેટિન ગ્રંથ ખુબ મહત્ત્વનો ગણાય છે. તે જ પ્રમાણે " ટોલેમીકૃત ભૂગોળ " (Ptolemy's Geography) પણ વિદ્વાનોમાં ખુબ મહત્ત્વ પામેલી

છે. આ બન્ને પુસ્તકોમાં હિન્દુસ્તાન સંબંધી પુષ્કળ ઉલ્લેખ મળી આવે છે. આમાંનો પહેલો ગ્રંથ એટલે સ્વાનુભવી નાવિકે તૈયાર કરેલો જલમાર્ગપર પ્રકાશ પાડનાર એક દીવો જ છે. આ ગ્રંથ ઇ.સ.૧૦૦માં લખાયો હતો. આ ગ્રંથના લેખક વહાણવટીએ રાતો સમુદ્ર, ઇરાનનો અખાત અને હિન્દુસ્તાનના પૂર્વ અને પશ્ચિમ બંને કિનારા ઉપરનો પ્રવાસ પ્રત્યક્ષ કર્યો હતો. ત્યાર પછી એણે થોડા દિવસ ભરૂચ શહેરમાં ગાળ્યા હતા. ભરૂચ બંદર તે વખતે વહેપારનું મુખ્ય મથક ગણાતું હતું. આ પુસ્તકમાં, હિન્દુસ્થાનનાં જહાજ જે માર્ગથી સિલોન અને મલબારના કિનારેથી ઇજિપ્ત સુધી જતાં હતાં, તે માર્ગ બરાબર બતાવ્યો છે. વળી એમાં એમ પણ જણાવ્યું છે કે તે વખતમાં દરિયાઇ સફર મોસમી પવનની મદદથી જ કરી શકાતી હતી.

આ સમયમાં જે આંતરરાષ્ટ્રીય વહેપાર ચાલતો હતો તે કેવળ પાશ્ચાત્ય રાષ્ટ્રો સાથે જ ચાલતો નહોતો. તે સમયમાં ભરતખંડના વહેપારની ધમાલ, ચન્દ્રની શુકલપક્ષની કલા પેઠે વધ્યે જ જતી હતી. હિન્દી મહાસાગરના પશ્ચિમ ભાગ પ્રમાણે જ, પૂર્વ ભાગ ઉપર પણ વહેપાર ધમધોકાર ચાલતો હતો. બંગાળા અને સિલોન તથા મદ્રાસ અને બ્રહ્મદેશ વચ્ચેની લેવડદેવડ અખંડ ચાલુ જ રહેતી. રાજા હર્ષવર્ધનના સમયમાં આ વહેપાર ખૂબ જોરમાં ચાલવા મંડયો.

વિન્સેન્ટ સ્મિથે કરેલો ઉલ્લેખ

પ્રાચીન ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ, પોતાના પુસ્તકમાં લખે છે કે "કોરોમંડળ કિનારા પરનાં બંદરોનો વહેપાર કેવળ કિનારે કિનારે જ ચાલતો હતો એમ નહોતું; પરંતુ ત્યાંથી વહેપારીઓ પોતાનાં વહાણ બંગાળાનો ઉપસાગર ઓળંગી, ગંગા તથા ઇરાવતીના મુખપર્યન્ત લઇ જતા. તે જ પ્રમાણે વહાણોની આવજા મલાયા દ્વીપકલ્પની દક્ષિણે આવેલા ટાપુઓ સુધી પણ થતી હતી.

પ્રાન્તિક ભાષાઓના સાહિત્યમાં નૌવિદ્યાનો ઉલ્લેખ

બંગાળી ભાષાના સાહિત્યમાં દેવી ચંડિકા અને મનસાનાં સ્તોત્રોમાં અને ગુજરાતી ભાષાની અનેકાનેક લોકવાર્તાઓમાં તથા રાસાઓમાં નૌવિદ્યા માટે સ્પષ્ટ ઉલ્લેખ છે. તામિલ, તેલુગુ અને કલિંગ વગેરે પૂર્વતરફના પ્રાંતના વહાણવટીઓ સિલોન, જાવા સુમાત્રા, મલાયા વગેરે બેટો સાથે વહેપાર કરવામાં બહુ કુશળ હતા. એમના જલપર્યટન સંબંધી એમની ભાષામાં પુષ્કળ કાવ્યો લખાયાં છે. ગુજરાતનાં બંદરોમાંથી નિકળેલાં વહાણો, જાવા સુધી જઇ પહોંચેલાં તેનો પુરાવો ગુજરાતીમાં બોલાતી નીચેની બે લીટીમાંથી મળે છે:

"જે જાય જાવે, તે પાછું નહિ આવે;
'ને કદી આવે, તો પરિયાનાં પરિયાં ચાવે
[illegible] એટલું લાવે."

બંગાળી લોકોએ માર્તાબાન અખાતના કિનારા પર વસવાટ કરી પોતાની વસ્તી જમાવી હતી. કલિંગ પ્રાન્તમાંથી પણ પુષ્કળ વહેપારી લોક મસાલાના ટાપુઓમાં અને મલયદ્વીપકલ્પમાં જઈ, ત્યાંના જ વતની બની ગયા હતા. આજે પણ બાલી નામના મસાલાના ટાપુમાં હિંદુઓનાં પુષ્કળ દેવળ છે અને લોકો હિન્દુધર્મને મળતો ધર્મ પાળે છે. એ જ કલિંગ પ્રાન્તમાંથી ઇ. સ. ના ૭૫માં વર્ષમાં કેટલાક વહાણવટીઓએ, હમ્મેશના રિવાજ પ્રમાણે બંગાળાના ઉપસાગરમાં જ પર્યટન કરવાને બદલે, મોટી હિમ્મત ભીડી દક્ષિણ બાજુની મુસાફરી કરવાને ઝંપલાવ્યું હતું. ઇશ્વરપર ભરોંસો રાખી કેટલા યે દિવસો સુધી મુસાફરી ચાલુ રાખી ત્યારે આખરે જાવા બેટ દેખવાનો દિવસ આવી પહોંચ્યો.

જાવા બેટની સ્થાપના

ત્યાં જઇ આ હિમ્મતબહાદુર ખલાસીઓએ વસવાટ કર્યો. પછી ધીમે ધીમે ગામડાં અને શહેરો વસ્યાં; અને માતૃભૂમિ સાથે વહેપાર શરૂ થયો. પ્રથમ કેટલાક સૈકાઓ સુધી આ બેટ પર હિન્દુઓની સત્તા હતી. આ બધી વિગત માટે હજી પણ મળી આવતાં ત્યાંના દેવળો પરથી તથા ચીનના મુસાફરોનાં પ્રવાસવર્ણનોમાંથી પુષ્કળ પુરાવા મળી શકે છે.

ઉપરની સર્વ હકીકત પરથી આપણે કહી શકિયે

કે ખૂબ પ્રાચીન કાળથી તે મધ્યયુગ સુધી હિન્દુસ્તાનના લોક નૌકાશાસ્ત્રમા પારંગત હતા. વળી તેઓ સાહસિક હોઇ, નવા નવા પ્રાન્ત શોધી ત્યાં વસવાટ જમાવતા અને માતૃભૂમિ સાથે ત્યાંથી વહેપાર ચલાવતા. આથી એમણે હિન્દુસ્તાન દેશનું ભૂગોળનું જ્ઞાન ખૂબ વધારી દીધું હતું.

હિન્દુઓનું સાદુ અને સ્વતંત્ર જીવન

જે જે વસ્તુઓના વહેવાર પાશ્ચાત્ય દેશો સાથે એ લોકો કરતા હતા તે સઘળા પદાર્થો, હિન્દુસ્તાનની માફક જ, હિન્દની પૂર્વે આવેલા અનેક ટાપુઓમાં પણ ઉત્પન્ન થતા હતા. લગભગ ત્રણ હજાર વર્ષો સુધી હિન્દુસ્તાન વહેપારના સંબંધમાં અખિલ દુનિયાના હૃદયરૂપ રહેલું. તેનો વહેપાર ફિનીશિયા, ગ્રીસ, મિસર, રોમ, પોર્ટુગાલ, ડચ અને હાલના અંગ્રેજ લોકો જોડે ચાલતો હતો. લોકો ઉદ્યમી, ખંતીલા, ખર્ચમાં કરકસરવાળા અને જીવનની જરૂરીઆતો ઘણી જ ઓછી રાખતા. એટલે હિન્દુસ્તાનને પોતાનાં સાધનો માટે પરદેશી વસ્તુઓ પર આધાર રાખવો પડતો નહિ; અને પરિણામે હિન્દુઓ સ્વતંત્ર જીવન ગુજારી શકતા.

હિન્દની મુખ્ય વસ્તુઓની નિકાશ

હિન્દુસ્થાન, યુરોપને ઊન પૂરું પાડતું. ઊનની કામળીઓ, રાળ, ખાવચો, ગુંદર, કસ્તુરી વગેરે ચીજો જે રોમ અને બેબીલોનમાં અમૂલ્ય જેવી ગણાતી હતી તે બધી હિન્દુસ્તાન જ પરદેશ મોકલતું

હતું. તે સિવાય શણ તથા રેશમ પણ હિન્દુસ્તાન મોકલતું. હિન્દુસ્તાનનું રેશમ એટલું બધું સારું હતું કે ઇરાનમાં તે સોનાના ભારોભાર ખરીદ કરવામાં આવતું. તેલ, પિત્તળનાં વાસણો, શેરડીનો રસ, મીઠું અને રંગ પણ અહીંથી યુરોપમાં જતા. અને તજ, મરી, પીપર અને તેજાનો પૂરો પાડવાનું તો જાણે હિન્દુસ્તાને ઇજારો રાખ્યો હોય તે પ્રમાણે યુરોપને તે બધો પૂરો પાડતું.

ચૌદમા સૈકા પછી, આ વહેપાર ધીમે ધીમે પાશ્ચાત્ય લોકોના હાથમાં જવા લાગ્યો. અને તે જ ચૌદમા સૈકા પછી હિન્દના વહેપારને એવો સખત ધોકો લાગ્યો કે આજે હિન્દુસ્તાનના વહાણોથી હિન્દના કિનારા ઉપરનો વહેપાર સુદ્ધાં થઇ શકતો નથી.

## પ્રકરણ ૪

# ચીનની જાહોજલાલીનો સમય

હિન્દુસ્તાન અને ચીન-નું સરખા-પણું

જે પ્રમાણે હિન્દુસ્તાન એક વખતે અતિ સમૃદ્ધ અને સંસ્કારી દેશ તરીકે પ્રખ્યાતિ પામેલો હતો, તે જ પ્રમાણે પૂર્વમાં ચીન દેશ પણ રસાળ, સુસંપન્ન, સુધરેલો અને અગ્રગણ્ય ગણાતો હતો. જે પ્રમાણે હિન્દુસ્તાન દેશ એની ગંગા, યમુના, સિંધુ, બ્રહ્મપુત્રા, તાપી, નર્મદા, કૃષ્ણા, ગોદાવરી, કાવેરી, તુંગભદ્રા ઇત્યાદિ નદીઓને લીધે ખેતીપ્રધાન બન્યો હતો, તે જ પ્રમાણે ચીન દેશ પણ હોઆંગહો, યાંગત્સેકિઆંગ, કંતાન તથા એ નદીઓને મળનાર બીજી ઘણી નાની મોટી નદીઓને લીધે ખેતીપ્રધાન બન્યો હતો. તે સિવાય ચીનમાં પણ હિન્દુસ્તાનની માફક અમુક ચોક્કસ મોસમમાં જ વરસાદ આવે છે અને આબોહવા પણ હિન્દુસ્તાનના જેવી જ રહે છે.

આથી કરીને જે જે વસ્તુઓનો પાક હિન્દુસ્તાન-માં થાય છે, તે જ પાક ચીનમાં પણ ઊગે છે. વળી જમીન પણ હિન્દની જેમ રસાળ, રેતાળ, ડુંગરાળ, ખારી, ઉજ્જડ વગેરે જુદા જુદા પ્રકારની છે. માત્ર ચીનનું ક્ષેત્રફળ હિન્દુસ્તાન કરતાં વધારે હોવાથી વસ્તી વિશેષ છે. ચીનને હિન્દ સાથે એક બીજું પણ સામ્ય છે. જેમ હિન્દમાં એની આજુબાજુના

પ્રદેશના લોકો–તુર્ક, અફઘાન, મંગોલિયન વગેરે હિન્દમાં આવી લૂંટફાટ કરી જતા તેમ ચીનમાં પણ એ જ પ્રદેશના લોકો લૂંટફાટ કરી જતા.

ચીનની ૧૫૦૦ માઇલ લાંબી ભીંત

હિન્દુસ્તાનની આસપાસ, હાલા પર્વતથી માંડીને ઠેઠ આરાકાન પર્વત સુધી કુદરતી પ્રચંડ કોટ આવી રહેલો છે. આ કોટને લીધે ઘણાં વર્ષો સુધી હિન્દુસ્તાનનું રક્ષણ થયું ખરું, પણ પછીથી આ અભેદ્ય મનાતા કોટને યે ઓળંગી પરદેશીઓએ પોતાનું રાજ્ય સ્થાપ્યું. ચીન દેશમાં આવો કોઇ કુદરતી કોટ ન હોવાથી ત્યાંના લોકોએ ભેગા મળી, ચીનની પશ્ચિમ બાજુએ એક પર્વતથી શરૂ કરી બીજા પર્વત સુધીની ૧૫૦૦ માઇલ લાંબી અને મજબૂત ભીંત ચણી દીધી. એ ભીંત આજે પણ દુનિયાની અદ્‌ભુત વસ્તુઓમાંની એક ગણાય છે. તથાપિ આ ભીંતને પણ ન ગણકારતાં એશિયાના તુર્ક લોકોએ ચીનમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેરમા સૈકામાં, પરદેશીઓની ધૂંસરી નીચે હોવા છતાં હિન્દુસ્તાન અને ચીન બંને રાષ્ટ્રો એશિયાખંડના વૈભવસંપન્ન દેશો ગણાતા હતા.

વેનીસની જાહોજલાલી

લગભગ આ જ અરસામાં, યુરોપખંડમાં ભૂમધ્ય સમુદ્રના, એડ્રીએટિક મહાસાગરને કાંઠે આવેલા ઇટાલી દેશનું મુખ્ય શહેર વેનીસ, ખૂબ જાહોજલાલી ભોગવતું હતું. તે સમયમાં આ શહેર.

પાશ્ચાત્ય વેપારીઓનું કેન્દ્રસ્થાન બન્યું હોવાથી, લોકો એને લક્ષ્મીનું નિવાસસ્થાન માનતા.

હિન્દ અને ચીનની દુનિયાભરમાં પ્રખ્યાતિ

એજ પ્રમાણે યુરોપ અને એશિયા બંને ખંડને કિનારે આવેલાં કોન્સ્ટન્ટીનોપલ અને સ્મર્ના, એ પ્રસિદ્ધ બંદરો હતાં. આ બંદરેથી આરબ વહેપારીઓ દ્વારા હિન્દુસ્તાન અને ચીનમાં ઉત્પન્ન થનારો માલ, પશ્ચિમના દેશોમાં જવા લાગ્યો હતો. જુદી જુદી જાતના માલની સાથે આ દેશોમાંથી વિદ્યા અને હુન્નરઉદ્યોગનું જ્ઞાન પણ પશ્ચિમના મુલકમાં જવા લાગ્યું હતું. પોતાના ગમે તેવા માલને પણ વહેપારી લોક જે પ્રમાણે વખાણે છે તે જ પ્રમાણે માલની સાથે સાથે હિન્દુસ્થાન અને ચીન દેશનાં વખાણ સાથે તે તે દેશની અદભુત વાર્તાઓ પણ મીઠું મરચું ભભરાવી તેઓ કહેતા હતા. હિન્દુસ્તાન અને ચીન એટલે અમૂલ્ય રત્નો અને સોનારૂપાની ખાણો જ હોવાથી, જરી કસબનાં કપડાં, રેશમી કપડાં, બારીક મુલાયમ કાપડ તથા ઝવેરાત વગેરેનાં એ બંને દેશો જન્મસ્થાન-પિયર જ હતા, એવું આ વહેપારીઓએ પશ્ચિમ દેશના લોકોના મનમાં બરાબર ઠસાવી દીધું હતું: જો કે આ વાતમાં અતિશયોક્તિ જેવું કંઇ હતું નહિ.

હિન્દ તથા તેની આજુબાજુના ફલદ્રુપ ટાપુઓના વૈભવથી આકર્ષાઇ પૃથ્વીપરની અનેક પ્રજાઓ તેની

શોધમાં નિકળી પડી. જેથી ત્યાંના કલાભંડાર અને ધનભંડાર પોતપોતાના દેશમાં પહોંચતા કરી દેવાય.

હવે પછીનાં પ્રકરણોમાં, એવા સાહસિક અને સ્વદેશપ્રેમી વહાણવટીઓની સાહસકથા વાંચવામાં આવશે.

---

# વિભાગ ૨

## પ્રકરણ ૫

### ઇટાલિયન પ્રવાસીઓ

ઇટાલિયન વહેપારી મેફીઓ પોલો અને નિકોલો પોલો

યુરોપખંડના મુખ્ય મુખ્ય ધનિક શેઠીઆઓ તે સમયમાં વેનીસ શહેરમાં આવી વસ્યા હતા. અત્યંત મૂલ્યવાન અને મોંઘા ભાવના માલની લેવડદેવડ પણ આ શેઠીઆઓ જ કરતા હતા. પોતાની સંપત્તિ વહેપારમાં રોકી દેવાનું સાહસ જેમ એ લોકો ખેડતા હતા તેમ લાંબા લાંબા પ્રવાસ કરી દેશાટન કરવામાં પણ એ લોકો પછાત પડતા નહોતા. અજાણ્યા મુલકમાં કેટકેટલાં દુઃખ વેઠી, જીવનની પણ દરકાર કર્યા વગર હિમ્મતથી એ લોકો પ્રવાસમાં ઝુકાવતા; અને साहसे श्रीः प्रतिवसति। એ વાક્ય સત્ય કરી બતાવતા.

પેઢી દર પેઢી સાહસ ખેડી પ્રસિદ્ધ થયેલી મેફીઓ પોલો અને નિકોલો પોલોની જોડીએ બાપકાકાની પરંપરા ચાલુ રાખી, સાહસિક પ્રવાસીઓ પૈકી પોતાનું નામ અજરામર કર્યું છે. વેનીસ શહેરથી ચીનના પૂર્વ કિનારા સુધીનો દરિયો ડહોળી વચમાં તેમણે જે જે પ્રદેશ જોયા તેનું મનોરંજક અને સવિસ્તર

વર્ણન તેમના ભત્રિજા માર્કો પોલોએ આપ્યું છે. માર્કો પોલોએ એમની સાથે મુસાફરી કરી હતી.

આ પ્રવાસમાં વચ્ચે આવતો પ્રદેશ ઠેકઠેકાણે વેરાન, રેતાળ; અને ઉજ્જડ છે, વળી ઘણી જગ્યાએ ડુંગરાળ અને બરફથી છવાયલો હોવાથી મુલક ઠંડો છે. આ મુલકમાં જે થોડી ઘણી છૂટી છવાઇ જમીન રસાળ અને ખેતીને લાયક છે, તેમાં ત્યાંના જંગલી લોક અહીંથી તહીં પોતાનાં ઢોરઢાંખર–ઘેટાં; બકરાં, ઘોડા ઊંટ–વગેરે લઇ ભટકતા હોય છે. આ લોકોએ જ ચીન અને હિન્દુસ્તાન પર ઘણી ધાડો પાડેલી. આ લોકો વહેપારી લોકોનાં ઊંટ રસ્તામાં રોકી એમને લૂંટી લેતા; અને કોઇ વખત તો એમને પણ ઠાર કરી ઘરસામાન લઇ જતા. એટલે આ લોકોના મુલકમાં થઇને પ્રવાસ કરવો એ એકલું ત્રાસદાયક જ નહિ પણ જીવના જોખમનું કામ હતું.

જમીન માર્ગે લૂંટારાનો ભય.

આવા પ્રદેશમાંથી પ્રવાસ કરનાર કેટલાક ફકીરો હતા. ફકીરભાઇને લૂંટારાની બ્હીક શાની હોય ? એ તો ઉલટા લૂંટારૂને ત્યાં જ પરોણા થઇને જતા. આ ફકીર લોકો ચીન દેશની તથા ત્યાંના સમ્રાટ બડાખાનની સંપત્તિની તથા એની સત્તાની વેનીસ શહેરના વેપારીઓ આગળ વાતો વિસ્તારીને એવી સરસ રીતે કહેતા કે ત્યાંના લોકો આ સાંભળી દિંગ થઇ જતા.

પોલો કુટું-બની દેશાટન માટે તીવ્રઇચ્છા

આવી આવી વાતો સાંભળીને, આવા ધનાઢ્ય દેશો પોતે જાતે જોવા અને લાગ ફાવે તો ત્યાંના વહેપારીઓ સાથે વહેપાર જમાવવો તથા ધીમે ધીમે એ વહેપાર હાથ કરી લેવો એવી તીવ્ર જિજ્ઞાસા પોલો કુટુંબના વહેપારીઓને થઇ આવી.

એટલે તરતજ નિકોલો પોલો અને મેફીઓ પોલો એ ભાઇઓએ કોન્સ્ટેન્ટીનોપલ શહેરમાં જઈ, સોનું, ચાંદી અને ઝવેરાત તથા મોતીનો ધંધો શરૂ કરી દીધો. થોડા વખત પછી, ત્યાંથી કાળોસમુદ્ર ઓળંગી, વોલ્ગા નદીની પૂર્વે તાર્તર લોકોએ સ્થાપેલા રાજ્યમાં પહોંચી જઇ, એ લોકોએ ત્યાં દરબારમાં જવાની પરવાનગી મેળવી. આ તાર્તર લોક જંગલી અને કૂર તરિકે જ તે વખતમાં નામોચા હતા.

કોન્સ્ટેન્ટીનોપલમાં પેઢી ખોલી

તોપણ આ પોલો બંધુઓએ લાંબી નજર દોડાવી, પોતાની પાસેના ઉત્તમોત્તમ ઝવેરાતનું ત્યાંના રાજપુત્રને નજરાણું કરી ખુશ ખુશ કરી દીધો. અને એમ તો એ વહેપારી બચ્યા હતા. એટલે ઝવેરાતના બદલામાં, તેથી બમણી કિંમતની ઘણી વસ્તુઓ એમણે મેળવી લીધી, અને પોતાના વહેપારનું મથક બરાબર જમાવી લીધું.

એવામાં એક વર્ષની આખરે એ રાજપુત્ર ઉપર પડોશની જ કોઇ લૂંટારૂની ટોળીએ હલ્લો કર્યો અને

રાજ્ય પડાવી લીધું. પછી તો લૂંટારૂના રાજ્યમાં ખૂબ અંધાધુંધી ચાલી. એટલે આ વહેપારીઓને પોતાના જાનમાલની સલામતીનો ખૂબ ભય લાગ્યો. જે રસ્તે આવ્યા એ જ રસ્તે થઇને પોતાના દેશમાં નાશી જવાનો તેમણે વિચાર કર્યો. પણ એ રસ્તાવાળો બધોજ મુલક આ શત્રુના તાબામાં આવ્યો હતો. એટલે એ રસ્તે થઇને જવાનું પણ અશક્ય હતું, તેથી આગળ અગ્નિ ખૂણા તરફને રસ્તે જવાનો વિચાર કર્યો. કાસ્પિયન સમુદ્ર ઓળંગી, એની પૂર્વ દિશાએ આવેલા ફળદ્રુપ પ્રદેશપર બુખારા શહેરમાં આવી એમણે વાસો કર્યો. જો કે આસપાસના પ્રદેશના લોકો જંગલી હતા; છતાં મધ્ય એશિયામાં વિદ્યાજ્ઞાન માટે એ શહેર પ્રખ્યાતિ પામેલું હતું. આ શહેરમાં વ્યાપારી બંધુઓને નવ વર્ષ સુધી બેસી રહેવું પડયું. કારણ કે એમના પાછા જવાને રસ્તે તેમજ આગળ જવાને રસ્તે બધે જ લૂંટારાની અંધાધુંધીનું રાજ્ય ચાલતું હતું.

તાતાર દેશનો અધિપતિ બડાખાન

તાતાર દેશ છેક કાસ્પિયન સમુદ્રથી તે ચીન દેશની પ્રચંડ ભીત સુધી પસરેલો છે. એના કુદરતી ત્રણ ભાગ પડી ગયા છે. જેવા કે પશ્ચિમ તાર્તરી, મધ્ય તાર્તરી અને પૂર્વ તાર્તરી. આ આખાએ તાતાર દેશનો અધિપતિ તે બડાખાન; અને બડાખાને જ ચીન દેશ કબજે કર્યો હતો. ત્યાંના પેકીન શહેરમાં એણે રાજધાની રાખી હતી.

તાર્તરી લોક સાથે ઓળખાણ

પશ્ચિમ તાર્તરના કેટલાક વકીલો, રાજકીય બાબતો વિષે ચર્ચા કરવા પૂર્વ તાર્તર તરફ જતા હતા. તેમનો મુકામ બુખારા શહેરમાં આવ્યો ત્યારે બુખારા શહેરમા આ વ્યાપારી બંધુઓને જોઇ એમને ઘણું આશ્ચર્ય થયું. વકીલોએ લોકો સાથે ચર્ચા કરી તે વખતે આ લોકોએ પણ ચર્ચામા ભાગ લીધો અને પોતાની વિદ્વતા અને ડહાપણને લીધે પોતાને માટે વકીલોના મનમાં ખુબ માન ઉત્પન્ન કરાવ્યું. પરિણામ એ આવ્યું કે વકીલોએ આ લોકોને બડાખાનના દરબારમાં આવવા ખૂબ વિનવણી કરી. વળી લાલચ પણ આપી કે, " બડાખાન પાસે તમારૂં ખૂબ સ્વાગત કરાવીશું અને તમને જરૂર કાંઇ ફાયદો થાય એમ પ્રયત્ન કરીશું. "

પોલો બંધુને પણ બુખારામાં બેઠા બેઠા માખીઓ મારવાનો હવે કંટાળો આવ્યો હતો. વળી વકીલોની સાથે જવાથી જે લોકોનો ભય હતો એમનો જ વળાવો મળતો હતો; એટલે એમની સાથે જવાને એ લોકો તરત જ સંમત થયા.

પોલો ભાઇઓ.

એક વર્ષ સુધી સતત મુસાફરી કરી ત્યારે, આ બધું મંડળ બડાખાનના દરબાર સુધી આવી પહોંચ્યું. તે સમયમાં આખા એશિયાખંડમાં, ખાનના જેટલો સમર્થ સમ્રાટ કોઇ જ નહોતો ખાનના રાજ્યનો વિસ્તાર ઠેઠ કાસ્પિયન સમુદ્રથી તે ચીનના અખાત

સુધી હજારો માઇલમાં ફેલાયલો હતો. પેકીન શહેરને નવેસરથી વસાવી ત્યાં તેણે પોતાની રાજધાની સ્થાપી હતી. પોલોબંધુને પોતાના દરબારમાં આવેલા જોઇ તેને ખૂબ આનંદ થયો. એ લોકોની બુદ્ધિ માટે એને માન ઉત્પન્ન થયું, ને તેથી એમનો પ્રેમથી ખૂબ આદર સત્કાર કરવામાં આવ્યો.

ખાને, પોલો બંધુ સાથે યુરોપખંડ વિષે જુદા જુદા વિષય પર ચર્ચા કરી; એ ખંડની ઘણી માહિતી મેળવી લીધી. યુરોપખંડના લોકો ડાહ્યા અને વિદ્વાન હોય છે, એમ ખાને પહેલાં સાંભળ્યું હતું, અને ધર્મગુરુ પોપને વિષે પણ ઘણું ઘણું સાંભળ્યું હતું. પોતાના રાજ્યમાં થોડા યુરોપિયન લોકોને બોલાવી, એમની પાસે પોતાની પ્રજાને શિક્ષણ અપાવવું એવી ખાનને હોંસ થઇ હતી. પોલો બંધુને જોઇ એ હોંસ, તીવ્ર ઇચ્છામાં રૂપાન્તર પામી. ખાને મેળવેલી માહિતી.

એણે પોલો બંધુઓને પોતાના તરફથી પોપ પાસે જવાની ખૂબ આજીજીથી વિનંતિ કરી. એણે કહ્યું, " રોમ શહેરમાં રહેનારા તમારા ધર્મગુરુ પોપ માટે મારા મનમાં ખૂબ પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો છે. એટલે તમે એમની પાસે જઇ મારા તરફથી ઓછામાં ઓછા એકસો ધર્મોપદેશકોની માગણી કરજો. એ લોકો મારા દરબારમાં આવી મને અને મારી પ્રજાને ઉપદેશ આપી ડાહી અને શાણી બનાવે એવી પ્રાર્થના પોલો બંધુ પોપને ત્યાં ખાનના પ્રતિનિધિ તરીકે.

મારી વતી તમે પોપ પાસે કરજો. આ વિનંતિ કરવા માટે, મારા તરફથી હું તમને જ પ્રતિનિધિ નીમું છું. અલબત, મારા સરદારોમાંનો એક તમારી સાથે આવશે જેથી રસ્તામાં તમને કોઇ જાતની અડચણ નડશે નહિ."

સોનાની ઈંટ પર કોતરેલું ખાનનું ફરમાન

બડાખાન તરફથી પોપ પાસે પ્રતિનિધિ તરીકે જવાનું માન મળવાથી પોલો બંધુઓને ખૂબ આનંદ થયો. એમણે તરત જ એ વાતનો સ્વીકાર કર્યો. ખાને પોપને આપવા માટે એક વિનંતિપત્ર લખી આપ્યો. તથા પોલો બંધુઓને એક ઇંટ જેવા જાડા સોનાના પતરા પર બાદશાહી ફરમાન લખી આપ્યું. પોતાની તાર્તર પ્રજાને ઉદ્દેશીને એ ફરમાન લખ્યું હતું કે "આ પોલો બંધુઓને મારી પ્રજાએ સર્વ પ્રકારે મદદ કરવી; તથા સારો આદર સત્કાર આપી એમની સારી રીતે ખાતર બરદાસ કરવી." આ ફરમાનને લીધે ઉજ્જડમાં ઉજ્જડ અને બ્હીકવાળા પ્રદેશમાં સુધ્ધાં એમનો પ્રવાસ સુખરૂપ નિવડ્યો

## પ્રકરણ ૬

## માર્કો પોલો

ઇ. સ. ૧૨૬૯માં પોલો બંધુઓ વેનિસ શહેરમાં

માર્કો પોલોએ લીધેલી હડ



માર્કો પોલો

સુખરૂપ પાછા આવી પહોંચ્યા. એમણે એમની સાથે આણેલાં અઢળક નાણાં સંબંધી તથા જુદા જુદા પ્રકારની નવાઇની ચીજો વિષેજ આખા વેનિસ શહેરમાં જ્યાં જુઓ ત્યાં વાતો થવા લાગી. નિકોલોપોલોના પુત્ર

માર્કો પોલોને ચીન સંબંધી જાણવાનું એટલું બધું ઘેલું લાગ્યું હતું કે એણે બાપ અને કાકાને એની એ જ વાતો પૂછીને કાયર કાયર કરી નાંખ્યા; તથા એમની આણેલી વસ્તુઓ જોવામાં જ પોતાનો બધો વખત કાઢવા માંડયો.

માર્કોપોલોની ઉમ્મર ફક્ત પંદર વર્ષની હતી. જે વખતે પોલો બંધુઓએ વેનિસ શહેર છોડી પૂર્વ તરફનો પ્રવાસ કરવા પ્રયાણ કર્યું તેજ વર્ષે એનો જન્મ થયેલો. આટલી નાની ઉમ્મરનો એ હતો તો પણ બાપકાકા સાથે ચીન જવાની એણે એવી હઠ લીધી કે આખરે એને સાથે લેવો પડયો. અને નક્કી કર્યા પ્રમાણે ઇ. સ. ૧૨૭૧ની સાલમાં માર્કોપોલોને સાથે લઇ પોલો બંધુઓએ પ્રવાસ શરૂ કર્યો.

પોપના મોકલેલા બે ધર્મો પદેશકો. પોપના મોકલેલા બે ધર્મોપદેશકો પણ આ પોલો બંધુઓ સાથે જ નિકળ્યા. ખાને સો માણસોની માગણી કરી હતી; પરંતુ બે જ ધર્મોપદેશકો એટલે દૂર જવા તૈયાર થયા અને આ બે બહાદુરો પણ રસ્તામાં પડનાર દુઃખની કહાણી સાંભળી, અડધે રસ્તેથી પાછા ફર્યા. સંપત્તિ કદાચ કોઇકને આપી શકાય છે; પણ સાહસ અને ધૈર્ય કોઇનું આપ્યું કામ લાગતું નથી. એ ગુણો તો કુદરતી જ હોવા જોઇએ. પોતાને સોંપેલા કામમાં નિષ્ફળતા મળી—એ જોઇ

માર્કો પોલોની હોશિયારી.

કરવા માંડયો. અને થોડા દિવસમાં તો, જાણે તાર્તરી એની માતૃભાષા જ હોય તેવું શુદ્ધ અને સફાઈદાર રીતે બોલવા પણ લાગ્યો. ખાન એનો તનમનાટ અને ડહાપણ જોઇ એટલો પ્રીતા થઇ ગયો કે એને ચીનના એક દૂરના પ્રદેશમાં જઇ નાનું સરખું કામ કરી લાવવા સોંપ્યું. માર્કોપોલો વ્યવહારકુશળ અને ઘણો કાબેલ હતો. બીજા લોક જ્યારે ખાનનું સોંપેલું કામ કરી પાછા આવતા, ત્યારે એ કામ સિવાયની બીજી એક પણ બાબત ઉપર એ લોકો પ્રકાશ પાડી શકતા નહિ, એમ હંમેશાં ખાન કહ્યા કરતો.

આ ઉપરથી માર્કોપોલોએ મનમાં ગાંઠવાળી પોતાને વિષે કંઇપણ કહેવાપણું રહે નહિ, માટે પહેલેથી જ ચોક્કસ કામ કરવાનો નિશ્ચય કર્યો. એણે દરેક દેશનું અત્યંત બારીકાઇથી અવલોકન કરવા માંડયું. અને તે તે દેશની ઉત્તમ નવલકથાઓ તથા વિચિત્ર અદભુત વાર્તાઓ ખાનને સંભળાવવા માંડી. આ ઉપરથી ખાને દર વખતે જુદા જુદા પ્રાંતમાં નવી નવી રાજકીય બાબતો માટે એને મોકલવા માંડયો, અને માર્કોપોલો પણ હોંસેહોંસે એવું કામ કરવા લાગ્યો.

જુદા જુદા દેશ જોવાની એને ઘણી ઉત્કંઠા પહેલેથીજ હતી, તે આવા કામથી પૂરી પડતી હતી. એણે ધીમે ધીમે એશિયા ખંડના જુદા જુદા

વિભાગની પુષ્કળ હકીકત એકઠી કરી લીધી. અને એ બધી હકીકત એણે એક પુસ્તકમાં લખી રાખી, એટલી એની વિશેષતા છે.

માર્કોપોલોની નોંધપોથી.

એના લખેલા પુસ્તકની મદદથીજ ભૂગોળની દૃષ્ટિએ, એશિયાખંડ સંબંધી ખૂબ હકીકત મળી શકે છે. પેકીંગ શહેરની રચના જોઈ એને બહુ કૌતુક થયું હોય એમ લાગે છે. એણે એ શહેર વિષે પોતાના પુસ્તકમાં લખ્યું છે કે “ આ શહેરને બાર દરવાજા છે; અને ચાર દિશામાં અકકેકો છ છ માઇલ લાંબો કોટ બાંધેલો છે. દરેક દરવાજા ઉપર હજાર હજાર સિપાઈઓનો પહેરો રાતદિવસ ભરાયા જ કરે છે. શત્રુની બ્હીકને લઈને આ શહેરને પહેરો ભરવામાં ન્હોતો આવતો, પણ બડાખાનના સન્માનાર્થ અને શહેરના લોકનું ચોર લોકથી રક્ષણ કરવા માટે રાખવામાં આવતો હતો. ”

એ સમયમાં બીજું પણ એક શહેર આના કરતાં વધારે વૈભવસંપન્ન હતું એવું એના વર્ણન ઉપરથી માલમ પડે છે આ શહેર તે યાંગત્સે નદી ઉપર આવેલું હેનચૌ હતું. આ શહેરનો ઘેરાવો સો માઇલ હોઇ એમાં પત્થરથી બાંધેલા બાર હજાર પૂલો છે. ઘણાખરા પૂલ એવડા મોટા છે કે એની નીચેથી મોટાં મોટાં વહાણો પણ પસાર થઈ જાય છે. પ્રાચીન કાળમાં પૂર્વ તરફનું જાણે લંડન શહેર જ કહોને !

માતૃભૂમિમાં પાછા જવાને થયેલી તીવ્ર ઈચ્છા.

લગભગ વીસ વર્ષો આ પ્રમાણે ખાનના દરબારમાં ગાળી, આ પોલો કુટુંબના પુરુષોને, પોતાની માતૃભૂમિમાં પાછા જવાની તીવ્ર ઇચ્છા થઇ. પોતાના કુટુંબકબીલાને, પોતાનાં સગાંવહાલાંને, જૂના મિત્રોને વગેરેને જરૂર મળવું જોઇએ એમ એમને લાગતું હતું. તે સિવાય ખાનની હયાતી પછી પોતે આ ઠેકાણે તે વખતની જેમ સુરક્ષિતપણે રહી શકશે કે, કેમ તે પણ એક સવાલ હતો. ખાન પાસે એમણે પોતાને દેશ જવાની વાત બહુ વખત કાઢેલી; પણ, ખાન એ વાતને કાપી જ નાંખતો.

ખાનની પરવાનગી સિવાય અને એની મારફત મળતી અનુકૂલતા સિવાય આવા વિસ્તારવાળા અને દરેક દૃષ્ટિએ કષ્ટમય પ્રદેશ પર મુસાફરી કરવી એ અશક્ય જ હતું. એટલે ઘર ભેગા ક્યારે થવાય એની તેઓ દરરોજ રાહ જોતા. કર્મધર્મસંયોગે એક દિવસ એમને આવી સંધિ મળી આવી.

ઇરાન દેશનો શાહ આ બડાખાનનો પૌત્ર થતો હતો. એણે મોંગોલ કુટુમ્બના એક ખાનદાન સરદારની પુત્રી સાથે લગ્ન કર્યું હતું. પણ એ પુત્રી સ્વર્ગવાસી થવાથી, એ જ ખાનદાન મોંગોલ કુટુમ્બના બીજા એક સરદારની પુત્રી સાથે લગ્ન કરવાની ઇચ્છા શાહે બતાવી. માગું કરવા ઇરાનથી થોડા માણસોને મોકલવામાં પણ આવ્યા હતા. આ મોગલ સરદાર તેં

બડાખાનની જાતિનો જ હતો. એટલે એણે પોતાની પુત્રીના સંગાથમાં જવા પોલો બંધુની મદદ માગી, અને ખાન પાસે એ લોકોની માગણી કરી.

છોકરીને લેવા આવનાર શાહના માણસોનું કહેવું થયું કે ખુશ્કીના ધાડપાડુઓના મુલકમાં થઈને જવાને બદલે જલમાર્ગે જવું વધારે સારું છે. પણ જલમાર્ગની મુસાફરી માટે પોલો લોકો સિવાય બીજું કોઈ જાણીતું નહોતું. એટલે ખાને ન છૂટકે પોલો લોકોને છૂટા કર્યા. જો કે પરવાનગી આપતાં એને બહુ દુ:ખ લાગ્યું.

જલમાર્ગની પસંદગી: પ્રવાસ માટે તૈયારી.

આ પ્રવાસ માટે તેર વહાણ તૈયાર કરવામાં આવ્યાં. આગળની માફક પોપની પાસે જતી વખતે સોનાની ઇટ ઉપર પોતાની પ્રજાને જે ફરમાન પરોણા-ચાકરી માટે લખી આપ્યું હતું, તે જ ફરમાન આ વખતે પણ બડાખાને લખી આપ્યું. તે સિવાય યુરોપના જુદા જુદા રાજાઓને મિત્રાચારીના કાગળો લખી આપ્યા.

ફોકીન બંદરેથી લીધેલી વિદાય.

સર્વ તૈયારી થઇ ગઇ એટલે ઈ. સ. ૧૨૯૨ની સાલમાં ફોકીન બંદરેથી ચાર ચાર સીડીઓવાળાં મોટાં જહાજ નિકળ્યાં. પ્રત્યેક જહાજ પર અઢીસેં ખલાસીઓ હતા. આટલાં બધાં વર્ષો પછી આ અત્યંત વિશ્વાસુ પોલોમંડળી દૂર જતી હતી એ

જોઇને ખાને એમને એક મોટી કોથળી ભરીને રત્નો ભેટ કર્યાં. આમાંનાં રત્નો એટલાં કિંમતી હતાં કે એકેક રત્નની કિંમતથી એકેકું રાજ્ય ખરીદી શકાય.

પ્રવાસનો માર્ગ.

ત્રણ મહિના સુધી સતત પ્રવાસ કર્યા પછી આ વહાણો જાવા બેટ પર આવી પહોંચ્યાં. પણ દરિયો તોફાની હોવાથી એ લોકોને પાંચ મહિના સુધી સુમાત્રાના બેટને કિનારે રોકાઇ રહેવું પડયું. પછી એમણે જે પ્રવાસ શરૂ કર્યો તેમાં ઠેઠ સિલોન બેટનો વાંક વળી ઈરાનના અખાતમાં જતા સુધીમાં એમનાં બે વર્ષ પસાર થઇ ગયાં.

ઈરાનના પાદશાહે મોકલેલા માણસો પૈકી બે જણ રસ્તામાં જ ગુજરી ગયા. એમ બીજા પણ કેટલાક લોક મરી ગયા; પરંતુ જે રાજકન્યાને માટે આ મુસાફરી કરવી પડી હતી, તેને બીલકુલ મંદવાડ નડયો નહિં. ઉલટું એની તબીયત ઘણી સુધરી.

રાજકન્યાનું લગ્ન.

પરંતુ જે પાદશાહ સાથે લગ્ન કરાવવા આ રાજકન્યાને એટલે દૂરથી આણી હતી, તે પાદશાહ આ બે વર્ષના ગાળામાં મરી ગયો હતો. એટલે આ રાજકન્યાને એ પાદશાહના છોકરા સાથે પરણાવી દેવામાં આવી.

પોલોમંડળીએ અને ખાસ કરીને માર્કોપોલોએ, આ રાજકન્યાની ખૂબ કાળજી રાખી હતી. અને એને સગી બ્હેન તથા સગી દીકરીની માફક સંભાળી હતી.

છોકરીને પણ એના ઉપર એટલું બધું વ્હાલ હતું કે જ્યારે એ લોકો પાછા જવા નિકળ્યા ત્યારે એને બહુ લાગી આવ્યું. એનું રડવું તો માય નહિ.

રાજકન્યા પાસેથી વિદાય.

પોલો મંડળીએ પણ ભારે હૃદયે એની વિદાય લીધી; અને પોતાનો પ્રવાસ શરૂ કર્યો. ઈરાનથી એ લોકો પ્રથમ ખુશ્કીને રસ્તે નિકળ્યા, એટલે મેસોપોટેમિયા, એશિયામાઇનર વગેરે પ્રદેશ ઓળંગી ભૂમધ્યસમુદ્રના કિનારા પર આવી પહોંચ્યા. એમના મનમાં ઘરભેગા કયારે થઈએ એનું જ મનન ચાલતું હતુ. કારણ કે એમને ઘર છોડયે લગભગ ૨૫ વર્ષ થવા આવ્યાં હતાં

સ્વદેશમાં પોતાને ઘેર.

૧૨૯૫ ની સાલમાં વેનિસ શહેરમાં આવી પોતાની માલકીના પોતાના ઘરમાં દાખલ થવા માટે આ ત્રણે પોલો કુટુમ્બના માણસો આવી પહોંચ્યા. પણ એમને ઘરમાં પેસવા કોણ દે ? જે વર્ષે એમણે ઘર છોડયું, તે વર્ષે જેમના જન્મ થયેલા એ લોકો અત્યારે મોટા થઈ ગયા હતા. અને એમની પાડોશના લોકો પણ એ જ પ્રમાણે મોટા થયેલા હતા. વળી પોલો મંડળી લગભગ બે દસકા ઉપરાંત બહાર રહી, પાછી આવેલી: એટલે આ લોકો હયાત હતા કે નહિ તેની પણ કોઈને ખબર નહોતી.

બંદર પરથી ઘેર આવતાં રસ્તામાં પણ એમને

કોઇ ઓળખી શક્યું નહિં. ઉલટું, એમની મુસાફરીમાં મેલાં થયેલાં કપડાં, ખૂબ લાંબી દાઢીઓ, અને વિચિત્ર પ્રકારે ઊંચે સુધી માથે બાંધેલા ફેંટા જોઇને તથા જુદા જ પ્રકારના ઉચ્ચારવાળી ભાષા સાંભળીને ઘરના લોકોને પણ આ લોકો કોણ હશે એમ શંકા થઇ, અને એમને ઘરમાં દાખલ કરવાની તો ચોકખી જ ના પાડી.

ઘરમાં પેસવા દેવાની ચોકખી ના

પોતાની માલકીનું ઘર એટલુંજ નહિ, પણ અઢળક નાણું ખર્ચી પોતેજ બંધાવેલા ઘરમાં, પોતાને જ પેસવાની મનાઇ! પણ હવે કરવું કેમ? ઘરના લોકો પણ આવા પરદેશીઓને શી રીતે ઘરમાં ઘાલે? પચીસ વર્ષ સુધી કોઇનો કંઇજ પત્તો નહોતો. આ લોકો ખૂબ દૂરના અને અત્યંત કષ્ટમય પ્રવાસે નિકળેલા. પચીસ વર્ષ સુધી એમની બિલકુલે ખબર-અંતર મળેલી નહિ. એટલે ઘરનાં વડીલોએ પણ એમ જ ધારેલું કે એ લોકો જ્યાં ગયા હશે ત્યાં જ એમની જીંદગી પૂરી થઇ ગઇ હશે. અહીં પાછા આવવાને આજ સુધી કોઇ જ જીવતું નહિ હોય. યુવાનોને તો આ વિષે કંઇ ખબર પણ નહોતી.

ત્યારે હવે "પચીસ વર્ષ પૂર્વે ઘર છોડીને ગયેલા પોલો ભાઇઓ તે જ અમે અને કોઇ લેભાગુ માણસો નથી,–" એની ખાત્રી ઘરનાં તેમ જ બહારનાં સામાન્ય માણસોને શી રીતે કરી આપવી, એનો

વિચાર એ લોકો કરવા લાગ્યા. આખરે એક યુક્તિ જડી આવી.

પોલો મંડળે અજમાવેલી સફળ યુક્તિ.

પોલોમંડળીએ એક મોટી મિજબાની કરવાનું ગોઠવ્યું. મિજબાનીમાં પોલો કુટુંબનાં બધાં માણસોને તથા શહેરના પ્રતિષ્ઠિત ગ્રહસ્થોને નિમંત્રણ કરવામાં આવ્યાં. મિજબાનીનો ભપકો કોઇ દિવસ ન દીઠો હોય તેવો હતો. આવી સરસ મિજબાની કોઇ વખત થઈ નહોતી તેમજ ભવિષ્યમાં પણ નહિ થાય એમ લોકો કહેવા લાગ્યા. મિજબાની વખતે ઊંચામાં ઊંચી જાતનો કિરમજી રંગના સેટીનનો પોશાક આ લોકોએ પહેર્યો હતો.

મિજબાની શરૂ થતાં, એ પેશાક એમણે કાઢી નાંખ્યો. અને બીજો એટલોજ કિંમતીદમાસ્ક કપડાનો પોશાક પહેરી લીધો. પછી કાઢી નાંખેલા પોશાકમાંથી એકેકું કપડું હાજર રહેલા માણસોને વહેંચી આપવા પોતાના નોકરોને હુકમ કર્યો. તે જ પ્રમાણે ફરીવાર કપડાં ઊતારી મખમલનો ડ્રેસ પહેરી લીધો અને બીજીવારનાં કપડાં પણ વહેંચી દીધાં. મિજબાની પૂરી થયા પછી, મખમલનાં કપડાં પણ એમણે વહેંચી આપ્યાં, અને પોતે સાદો પોશાક પહેરી લીધો.

હાજર રહેલાઓમાંના દરેકને એકકેકું કપડું, ભાગે પડતું આવ્યું. દરેક જણ રાજી રાજી થઇ ગયું. પણ દરેકના મનમાં એક જ વિચાર આવ્યો કે,

" શ્રીમંત માણસ સિવાય, આવી મિજબાની અને આવી ભેટ કોઇ કરી શકે નહિ. આ પરદેશીઓ આટલી બધી સંપત્તિ કયાંથી લાવ્યા ? જ્યારે આ લોકો આટલા બધા પૈસાદાર હતા ત્યારે એ આવ્યા તે વખતનો પોશાક કેમ એટલો બધો ગંદો અને ફાટલોતૂટલો હતો ? " આ બધી શંકાઓ હજી સમાધાન વગરની જ રહી ગઇ હતી.

ગંદા ડ્રેસમાંથી રત્નો ખર્યાં.

મિજબાની ખલાસ થયા પછી સર્વ પરોણા દિવાનખાનામાં ભેગા થયા. ત્યાં માર્કોપોલોએ પોતાનો પહેલે દિવસે પહેરેલો ગંદો ડ્રેસ આણ્યો. ધીમે ધીમે શિવણના ટાંકા ઉકેલવા માંડયા. જેમ જેમ ટાંકા તૂટતા જાય તેમ તેમ નીચે અમૂલ્ય રત્નો એમાંથી પડતાં જાય. નીચે તો એક મોટો ઢગલો હીરા, મોતી, માણેક ઇંદ્રનીલ, વૈડુર્ય વગેરેનો થઇ ગયો. સાચવીને બધી વસ્તુઓ ભેગી કરી લેવામાં આવી. પોતે પોલો કુટુમ્બના માણસો છે અને પ્રવાસ કરી સંપત્તિ મેળવી લાવ્યા છે. એ પણ ફરી પાછું છેલ્લીવાર કહી સંભળાવ્યું.

આખરે ઘર તથા કુટુંબ ભેગા થયા

હવે લોકોની ખાત્રી થઇ કે આ કોઇ લેભાગુ માણસો નથી પણ ખરેખરા અહીંનાજ વતનીઓ છે. ઘરનાં ઘરડાંઓને, તો આશા છોડી દીધેલાં માણસો ફરી મળ્યાં તેથી એમનો હર્ષ તો માયો નહિ. નિકોલો પોલો, મેફીઓ પોલો, અને માર્કો પોલોને

પોતાના ઘરમાં, પોતાનું જ ઘર માનીને રહેવાનું મળ્યું તેથી એમને પણ પુષ્કળ આનંદ થયો. અને વેનિસ શહેરમાં કેટલા યે દિવસ સુધી આ સાહસિક પોલો કુટુંબ વિષે વાતો ચાલ્યા કરી.

માર્કોપોલો કાફલાનો ઉપરી. આજ અરસામાં વેનિસના નગરજનો અને ઇટાલી દેશના પશ્ચિમે આવેલા જીનોઆ બંદરના નગરજનો વચ્ચે દરિયાઇ વહેપાર સંબંધી ઝઘડો ઉત્પન્ન થતાં, બંને તરફના લોકોએ લડાઇ જાહેર કરી સને ૧૨૯૮ ની સાલમાં એક દરિયાઇ યુદ્ધ પણ થયું. આ યુદ્ધમાં માર્કોપોલોને વહાણના એક મોટા કાફલાનો ઉપરી નિમવામાં આવ્યો હતો. સદ્ભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો, આ યુદ્ધમાં માર્કો પોલોને શત્રુઓ પકડી ગયા, અને એને કેદ કરવામાં આવ્યો. પરંતુ જેલમાં બેઠે બેઠે એણે એશિયા ખંડની પોતાની મુસાફરીનું જરેજર વર્ણન એક મહાન લેખકની ધાટીથી લખી નાખ્યું. પછીથી એ છૂટયો અને એશઆરામથી જીંદગી ગાળી સિત્તેર વર્ષે પરલોકવાસી થયો.

માર્કોપોલોનો પ્રવાસનો ગ્રંથ. માર્કો પોલોનો પોતાના પ્રવાસનો ગ્રંથ, આજે પણ પ્રવાસવર્ણનોના ગ્રંથો પૈકી પ્રખ્યાત ગ્રંથ મનાય છે. તે સમયના લોકોને એની અંદર આપેલાં વર્ણનો વાંચી એટલી નવાઇ લાગી કે એમાંની ઘણી ઘણી બાબતો એ લોકો માનવાને તૈયાર નહોતા. ત્રીસ કરોડ માણસોને એક સામટું પોષણ આપી શકે એવો

ફળદ્રુપ અને એવડો મોટો દેશ અસ્તિત્વ ધરાવતો હશે ખરો ? અને એટલી બધી અગણિત સંપત્તિ એ દેશમાં હોય પણ શી રીતે ? પરંતુ એ પછીના પ્રવાસશોધકોએ આ ખંડની મુસાફરી કરી ત્યારે માર્કો પોલોનાં વર્ણનો ઘણે અંશે ખરાં હતાં એમ એમને માલૂમ પડ્યું. એટલે કોલંબસ પહેલાં જે જે સાહસિક પ્રવાસીઓ થઈ ગયા તે સર્વમાં માર્કોપોલો શ્રેષ્ઠ હતો એવું આખા જગતમાં કહેવાય છે.

---

## પ્રકરણ ૭

## એશિયા અને યુરોપના વહેપારસંબંધ

બે ગોળાર્ધ. આજે આપણે દુનિયાને પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ, એમ બે ગોળાર્ધમાં વહેંચી નાંખી છે. કેટલાક ભૂગોળવિદ્યાના લેખકો પૂર્વ ગોળાર્ધને 'જૂની દુનિયા' અને પશ્ચિમ ગોળાર્ધને 'નવી દુનિયા' એ નામથી પણ ઓળખાવે છે. જે પૂર્વ ગોળાર્ધને આપણે જૂની દુનિયા કહિયે છીએ, તેટલામાં ઘણા ઘણા ખંડોનો સમાવેશ થઇ જાય છે.

આજથી પાંચસો વર્ષ ઉપર, આ જુદા જુદા ખંડમાં વસતા માણસોને પણ, આ દુનિયા પર જુદા જુદા ખંડો અસ્તિત્વ ધરાવે છે એની પૂરી ખબર નહોતી. એટલું જ નહિ પણ એ ખંડો પૈકી ઑસ્ટ્રેલીઆ ખંડની ભાળ, પશ્ચિમ ગોળાર્ધની શોધ થઇ ગયા પછી મળી શકી, એ ખરેખર નવાઇ જેવી વાત છે.

યુરેશિયા. જૂની દુનિયાના જે ખંડોની એકમેકને થોડી ઘણી ખબર હતી, તે એટલી જ હતી કે દુનિયા પર બે જ ખંડ અસ્તિત્વ ધરાવે છેઃ આ બે ખંડ તે યુરોપ અને એશિયા. આ બે ખંડને જુદા જુદા ખંડ તરિકે માનવા કે "યુરેશિયા" નામનો એક જ ખંડ છે એમ માનવું એવો પણ પ્રશ્ન વચમાં ઊભો થયો હતો. આ બે ખંડ જુદા છે એવી ખબર ફક્ત

બે ખંડની સીમાતરફના કિનારે વ્યાપાર કરતા વહેપારીઓને જ હતી. તે સિવાય બીજા લોકોએ તો એ વાત કાને જ સાંભળેલી.

યુરોપના વેનિસશહેરનિવાસી પોલો ભાઇઓએ એશિયાની છેક પૂર્વે આવેલા ચીન દેશ પર્યંત, ખુશ્કીના માર્ગે તેમ જ જલમાર્ગે પ્રવાસ કરીને યુરોપ અને એશિયા, એ બે ખંડની માહિતી જાતે મેળવી લીધી હતી. અને પોતે લખેલા પ્રવાસવર્ણન વડે બીજાઓને પણ એ માહિતી પૂરી પાડી હતી. પોલો ભાઇઓની સેવા.

એશિયામાઇનરના રહેવાસીઓએ, પોતાના દેશની પૂર્વ દિશા તરફના ચીન દેશ સુધી પ્રસરેલા પૃથ્વીના ભાગને " અસુ " એટલે સૂર્યોદય થનાર દિશા તરફની પૃથ્વી-એવું નામ આપ્યું હતું. તેવી જ રીતે પશ્ચિમ દિશાએ બ્રિટિશ બેટ પર્યંત પ્રસરેલા પૃથ્વીના ભાગને "ઇરિબ" એટલે સૂર્યાસ્ત થનાર દિશા તરફની પૃથ્વી એવું નામ આપ્યું હતું. આ " અસુ " અને " ઇરિબ " શબ્દો પરથી જ હાલનાં " એશિયા " અને " યુરોપ " નામો પડયાં છે.* " અસુ અને " ઇરિબ

* જેમ રોમ, એથેન્સ, દિલ્લી, અમદાવાદ, પાટણ વગેરે ઐતિહાસિક શહેરોની સ્થાપના માટે દંત કથાઓ છે તેમ ' યુરોપ ' નામ પાડવા માટે પણ એક આખ્યાયિકા છેઃ

લેબેનોન અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે આવેલા ફિનિશિયાના કિનારા ઉપરના મેદાનમાં એક ' યુરોપા ' નામની

ખરૂં જોતાં આ બે ખંડો ઉપરાંત ભૂમધ્ય સમુદ્રની દક્ષિણ બાજુએ આવેલા આફ્રિકા ખંડના ઉત્તર કિનારે, જિબ્રાલ્ટરની સામુદ્રધુનીથી સુએઝની નહેર સુધીના પ્રદેશને, 'જૂની દુનિયા' એ નામ આપવા જેવું છે.

વ્યાપારને અંગે ગમે તે પ્રકારથી આ ખંડો એક બીજાના સંબંધમાં આવતા હતા. મહાન એલેક્‌ઝાંડરે, પોતાના રાજ્યની હદમાં મેસિડોથી તે છેક સિંધુનદી સુધીના પ્રદેશનો સમાવેશ કરી લીધો હતો.

અર્બસ્તાનના મુસલમાન લોકોએ અને મધ્ય-એશિયાના તાર્તારી લોકોએ, હિન્દુસ્તાનથી શરૂ કરી છેક સ્પેઇન દેશ સુધીનો બધો પ્રદેશ એક સમયે,

સુંદર સ્ત્રી રમતી હતી. એક દિવસે તેની પાસે એક મોટો સફેદ ગોધો આવ્યો. તેને શીંગડે તે સ્ત્રીએ ફુલના હાર પહેરાવ્યા, એટલે તે બેસી ગયો; અને તે સ્ત્રી તેના પર સ્વાર થઇ. તે બેઠી કે તરત જ ગોધો ઊભો થયો અને દરિયા તરફ ચાલ્યોઃ અને પછી તેમાં પડયો. તરતો તરતો તે અદરય થઇ ગયો. તેણે તે સ્ત્રીને પહેલી ક્રીટ (કેન્ડિયા) દ્વીપમાં આણી, જે ગ્રીસની પાસે જ હતો. પછી પૂર્વ દિશા તરફથી વસાહત કરનારા લોકો ત્યાં આવી વસ્યા. અને તેમણે 'યુરોપા' એ નામ ઉપરથી તે દેશનું નામ યુરોપ પાડ્યું. જે હજી સુધી ચાલે છે. [ ગી. ગો. મ. શાહકૃત જગતનો વાર્તારૂપ ઇતિહાસ ભા. ૧ પૃષ્ઠ ૪૮ (૧૯૨૬)]

કબજે કર્યો હતો. અર્થાત્ જિબ્રાલ્ટરથી ચીનના અખાત સુધીનો બધો મુલક પોતાની સત્તા નીચે આણ્યો હતો.

સમૃદ્ધિ અને આબાદિ ભોગવતા દેશને લૂંટવા ખાતર, ઉજ્જડ દેશના લૂટારૂ તાર્તાર લોકોએ, ધર્મ પ્રચાર કરવા મહંમદ પેગંબરના અનુયાયીઓએ અને સામ્રાજ્યની સીમા વધારવાની મહત્ત્વાકાંક્ષાને લીધે અલેક્ઝાંડરના સિપાઇઓએ, તે વખતની જાણીતી જગાઓ એટલે એટલેંટિક મહાસાગરના પૂર્વ કિનારાથી માંડીને પેસિફિક મહાસાગરના પશ્ચિમ કિનારા સુધીની પૃથ્વીને દરેક જણે એક અથવા બીજા કારણે જીતી લીધી હતી.

જાણીતા દેશ ઉપર જુદી જુદી સત્તા.

માત્ર આફ્રિકા ખંડનો ઉત્તર કિનારો થોડો ઘણો જાણીતો થયો હતો. પણ ઉત્તર કિનારા પરના પ્રદેશની દક્ષિણે જે હજારો માઇલ લાંબુ રેતીનું રણ આવેલું છે તેને લીધે આફ્રિકાખંડમાં જમીનનો ભાગ કેટલો છે તેની ખરી ખબર કોઇને પણ મળી નહોતી.

જે પુણ્યભૂમિમાં જીસસ ક્રાઇસ્ટનો જન્મ થયો હતો, તેની જ પાડોશની બીજી પુણ્યભૂમિમાં મહંમદ પેગંબરનો જન્મ થયો હતો. પોતપોતાના ધર્મનો પ્રચાર કરતે કરતે, આ બે જગદ્વંદ્ય મહાપુરુષોના અનુયાયીઓ, સાધારણ ઝપાઝપી ઉપરથી મહાન ધર્મયુદ્ધ કરવા પર આવી ગયા.

ધર્મપ્રચાર પરથી ધર્મ યુદ્ધ.

વહેપાર ઉપર અસર. આ ધર્મયુદ્ધ સેંકડો વર્ષ સુધી ચાલુ રહ્યું. એની અસર એશિયા અને યુરોપના મુખ્ય દેશો વચ્ચે ચાલતા વહેપાર પર એટલી બધી થઇ કે ધીમે ધીમે એ વહેપાર બંધ પડતો ગયો. કારણુ વહેપારનો મુખ્ય માર્ગ આ લઢાઇના રણક્ષેત્રમાં થઇને હતો.

જલમાર્ગ શોધવાની અગત્ય જણાય. ત્યારે હવે શો ઉપાય કરવો ? ઉપાય ફક્ત એક જ હતો, કે પૂર્વ તરફના દેશો સાથેની લેવડદેવડ ચાલુ રાખવા જલમાર્ગ શોધી કહાડવો પાશ્ચાત્ય દેશો સામે આ એક મોટો સવાલ ઊભો થયો હતો.

આ સવાલનો નિવેડો આણવા જે જે દેશોએ આગળ પડતો ભાગ લીધો તેમાં, આઇબેરિયન દ્વીપ-કલ્પના સ્પેન અને પોર્ટુગાલ એ બે દેશ મુખ્ય હતા. તેમાં પણ પોર્ટુગાલ દેશના રાજપુત્ર હેન્રીએ આ વાત ખૂબ મન પર લઇ લીધી.

એણે પોતાને ખર્ચે એક પછી એક, એમ કેટલા યે નાવિકોને આફ્રિકાખંડને કિનારે કિનારેથી, નવો રસ્તો શોધવા માટે મોટાંમોટાં જહાજ અને સર્વ જાતની સગવડ કરી આપી. આ કામ પાછળ મંડયા રહેવાની એની ચીવટ તથા એમાં મળેલી સફળતાને લીધે " નાવિકનેતા રાજકુંવર હેન્રી " ( Henry the Navigator ) એવી સંજ્ઞા અથવા એવું ઉપનામ, યુરોપખંડના લોકો તરફથી એને મળ્યું હતું.

## પ્રકરણ ૮

## સ્પેનરાજકુમાર હેન્રી

આ રાજપુત્રનો જન્મ, ઇ. સ. ૧૩૯૪ ના માર્ચની ૪ થી તારીખે ઓપોર્ટો બંદરે થયો હતો. આવીઝ વંશના સંસ્થાપક પહેલા જ્હોનનો આ પાંચમો પુત્ર થાય. જ્હોનની કારકિર્દીમાં જ પોર્ટુગાલ દેશ આગળ આવવા મંડ્યો હતો.



નાવિકોનો નાયક રાજપુત્ર હેન્રી.

આફ્રિકાખંડના મોરોક્કો દેશના મૂર લોકો સાથે આ દેશને ૧૪૧૫ ની સાલમાં લઢાઇ જાગી. આ લઢાઇમાં રાજકુમાર હેન્રીએ ખૂબ પરાક્રમ બતાવ્યું, અને સ્યુટા ( Ceuta ) નામનું આફ્રિકાના ઉત્તર કિનારા પરનું, જિબ્રાલ્ટરની સામુદ્રધુનીનું દ્વાર હસ્તગત કરી લીધું. આ મથક એટલું બધું મહત્ત્વનું હતું કે આજે પણ એને “ આફ્રિકન જિબ્રાલ્ટર ”નું ઉપનામ મળ્યું છે.

આ સમયથી જ રાજકુમાર હેન્રીના મનમાં મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન થઇ હતી કે આફ્રિકાના પશ્ચિમ કિનારા આગળથી શોધ કરતે કરતે. પશ્ચિમ મહાસાગરની તથા પશ્ચિમ નાઇલ ( સેનેગોલ ) નદીની, અને સહરાના મોટા રણની દક્ષિણે આવેલો નિગ્રો ( હબસી ) લોકોનો ફળદ્રુપ પ્રદેશ, ગમે તેમ કરી ખોળી કાઢવો. હેન્રીની મહત્ત્વાકાંક્ષા.

એટલે એણે ઇ. સ. ૧૪૧૫ ની સાલમાં જોન-ડી-ટ્રેસ્ટો નામના પ્રખ્યાત વહાણવટીને એ શોધ કરવા મોકલી આપ્યો. એણે ગ્રેંડકેનેરી નામના બેટ સુધી પ્રવાસ કર્યો. પરંતુ આ બેટની શોધ એની પહેલાના ફ્રેંચ અને સ્પેનિશ વહાણવટીઓએ કરી હતી.

પછી ઇ. સ. ૧૪૧૮ની સાલમાં હેન્રીના કેપ્ટન જોન-ગોનકોલવેઝઆર્કોએ 'પોર્ટો સેન્ટો' નામના બેટને

'પોર્ટો-સેન્ટો'અને 'મદિરા' બેટોની શોધ. અને ૧૪૨૦ની સાલમાં 'મદિરા' નામના બેટને ફરીથી શોધી કહાડયા. ફરીથી એટલા માટે કે આ સર્વ બેટો એની પહેલાં કેટલાક સાહસિક ખલાસીઓએ શોધી કહાડયા હતા, પણ એ વાત અત્યારના યુરોપિયનોના સ્મૃતિપટપરથી ભૂંસાઇ ગઇ હતી.

'કેનેરીઝ' અને 'અઝોરઝ' બેટની શોધ. ઇ. સ. ૧૪૨૪–૨૫ ની સાલમાં આ રાજકુમારે કેનેરીઝ બેટ કબજે કરી એની વસ્તી વધારી. પછી ૧૪૨૭માં ડિગો–ડી–સેવીલ નામના, દરબારમાં બેસનાર ખલાસીને પોતાના બાપની–રાજા જહોનની, સંમતિ લઇ, ' અઝોરઝ ' નામના ટાપુની શોધ કરવા મોકલી આપ્યો. આ ટાપુ આટલામાં પાસે જ કંઇક છે એવી ખબર એણે સાંભળેલી હતી.

આ કેનેરીઝ અને અઝોરઝ બેટની ફરીથી શોધ થઇ તે એક રીતે બહુ જ ઉપયોગી નિવડી. કારણ કે એટલેંટિક મહાસાગરમાં યુરોપ અને આફ્રિકાખંડથી અત્યંત દૂર આવેલા આ જ ટાપુઓ હતા. અને આ બેટ આગળ થઇને જ કોલંબસે અમેરિકા તરફ પ્રયાણ કરેલું.

અજાણ્યા મુલક વિષે જાણી લેવાની હેત્રીની ચીવટ. વચમાં ૧૪૧૮ ની સાલમાં ફરીથી મૂર લોકોએ અને ગ્રેનેડાના મુસલમાન લોકોએ સ્યૂટા કિલ્લા પર હલ્લો કર્યો ત્યારે પાછું હેત્રીને ત્યાં જવું પડયું. એણે જઇ બળવો સમાવી દીધો. લઢાઇ શમી ગયા પછી, અહીંના લોકો પાસેથી જ ગીનીના કિનારા

વિષેની ખૂબ બાતમી એને મળી ગઇ. એટલે એ જ પ્રમાણે આ લોકો પાસેથી આફ્રિકાના અંદરના ભાગની માહિતી ભેગી કરવાનો પણ એણે ખૂબ પ્રયત્ન કર્યો.

ઇ. સ. ૧૪૧૯ ની સાલમાં પોર્ટુગાલ દેશના છેક દક્ષિણ તરફના પ્રાંતનો એટલે 'એલગાર્વે'ના રાજ્યનો એને ગવર્નર નિમવામાં આવ્યો, તેને લીધે આફ્રિકા સાથે આ રાજપુત્રને નિકટ સંબંધ બંધાવા લાગ્યો. એણે "કેપ સેન્ટ વિન્સેન્ટ" પાસે સેગ્રેસમાં પોતાના નામનું નગર વસાવ્યું આ નગરમાં પછીથી ઇ. સ. ૧૪૩૮ની સાલમાં એણે થોડો વખત વસવાટ કર્યો હતો, અને એનું મરણ પણ ઇ. સ. ૧૪૬૦ ની સાલમાં એ જ નગરમાં થયું હતું. પોતાના નામનું નગર વસાવ્યું.

૧૪૩૩ ની સાલમાં પોર્ટુગાલનો રાજા જ્હોન મરણશરણ થયો. પણ મરતી વખતે રાજાએ પોતાના છોકરાને, દેશદેશાંતરની શોધખોળ કરવાનું ઉપાડેલું કામ આગળ ધપાવવા, ઉત્સાહપ્રેરક શબ્દોમાં કહ્યું હતું. વળી, વિશેષમાં કહ્યું કે, "કેપ બોજાડોર આગળનો વાંક પસાર કરી, એની આગળ શું આવેલું છે, તે શોધવા હરેક પ્રયત્ન કરવો. પ્રયત્ન કરતી વખતે લોકોના હસવા તરફ બિલકુલ લક્ષ આપવું નહિં." પિતાની સંપૂર્ણ સંમતિ.

જણાવતાં આનંદ થાય છે કે, ઇ. સ. ૧૪૩૪ ની સાલમાં જ 'ગ્રીલ ઇન્નેસ'ના તાબાના રાજપુત્રનાં વધુ પ્રવાસો.

વહાણોએ એ જ ભૂશિરનો વાંક પસાર કર્યો. ઇ. સ. ૧૪૩૫ માં રાજપુત્રના બીજા એક ખલાસીએ આ ભૂશિરથી યે આગળ ૧૦૦–૧૫૦ માઇલ સુધીનો પ્રવાસ કર્યો; અને ઇ. સ. ૧૪૩૬ માં " બ્લૅંકો " ભૂશિર સુધી મજલ કરવામાં આવી.

પછીથી થોડાં વર્ષ સુધી, કેટલાક રાજકીય કારણોને લીધે, શોધખોળ કરાવવાનું કામ બંધ રાખવામાં આવ્યું. પણ ૧૪૪૧ ના વર્ષમાં " આન્તામ ગોંકલવેઝ ' નામના ખલાસીને ' ગીની 'નો કિનારો મળી આવ્યો. ત્યાંથી એણે કેટલાક માણસોને ગુલામ તરીકે પણ પકડી આણ્યા.

બીજી એક મહત્વની વસ્તુઃ એટલે સોનાની રજકણોવાળી રેતી, એ ત્યાંથી લેતો આવ્યો. આનું પરિણામ એ આવ્યું કે ઘણા સાહસિક લોકો પોતાને જોખમે, આવા પ્રદેશો શોધવા નિકળી પડયા. ખાસ કરીને વહેપારીઓ એ અને બહાદૂર ખલાસીઓ એ આ કામ આપ–ઉત્સાહથી જ હાથમાં લઇ લીધું.

ગુલામ વેચવાનો ધંધો.

૧૪૪૮ ના વર્ષમાં ' આર્ગ્યુઇમ ' ના ઉપસાગર પર એક કિલ્લો બાંધવામાં આવ્યો. આ જગાએથી પોર્ટુગીઝ લોકોએ ગુલામો વેચવાનો વહેપાર ખૂબ જોરમાં આખી દુનિયા સાથે ચલાવ્યો. એ વહેપાર છેક છેલ્લે સુધી, ગુલામો બનાવવાનું, કાયમનું બંધ

કરવામાં આવ્યું ત્યાં સુધી, પોર્ટુગીઝ લોકોના જ હાથમાં હતો.

રાજકુમાર હેન્રીએ પોતાના શહેરની આબાદી અને વિસ્તાર બહુ ઝડપથી વધારવા માંડયો. રજવાડાનાં મકાન, દેવળ અને વેધશાળા, એ મોટાં મકાનો ૧૪૪૩ ની સાલમાં બંધાઇ રહ્યાં. પછી રાજપુત્ર હેન્રી કાયમને માટે જ અહીં રહેવા લાગ્યો.

નવા પ્રદેશોની શોધો આગળ ધપવા લાગી.

આ જગાએથી જ અનેક ખલાસીઓને એણે નવા નવા પ્રદેશ શોધવા મોકલવા માંડયા હતા. ૧૪૪૪ થી ૧૪૪૬ ના બે વર્ષના ગાળામાં ઓછામાં ઓછાં ત્રીસ જહાજ આ કામ માટે મોકલવામાં આવ્યાં હતાં. ‘ડીનીઝ ડિઆઝ’ અને ‘ન્યુનો ટીસ્ટેમ’ નામના બે ખલાસીઓએ ૧૪૪૫ ની સાલમાં ‘સેનેગોલ’ નદીની શોધ કરી. ‘ડિઆઝ’ વળી વર્દ ભૂશિર વટાવી ગયો. અને ૧૪૪૬ માં ‘આલ્વેરો ફર્નાન્ડીઝ’ નામે વહાણવટી ત્રણસો સાડી ત્રણસો માઇલ સુધી આગળ મુસાફરી કરીને ‘સિએરાલિઓન’ સુધી શોધ કરી આવ્યો. પછી ૧૪૬૧ ની સાલ પહેલાં એનાથી આગળના કિનારાની શોધ કોઇએ પણ કરી નહિ.

૧૪૪૬ ના વર્ષમાં, મહરાના રણની અને એની આજુબાજુના છૂટાછવાયા પ્રદેશની વિશ્વસનીય હકીકત મેળવી લેવામાં આવી. અને ૧૪૫૯ ની સાલ

સુધી, આ કિનારાની આસપાસના, જુદા જુદા ભાગમાં જઈ, ત્યાંના જંગલી લોકોને ગુલામ બનાવી, વેચી દેવાનો ધંધો ખૂબ જોરમાં હેત્રીએ ચલાવ્યો હતો. પણ પછીથી પોર્ટુગીઝ લોકોને પણ દુઃખ ભોગવવાનો વખત આવ્યો ખરો. જંગલી લોકો ભેગા થઇ, આ લોકો ઉપર ઓચિંતો છાપો મારતા અને ઘણા આગેવાનોને ઠાર કરી નાંખતા.

હેત્રીએ પદ્ધતિ બદલી. પણ ત્યારેજ હેત્રીને ભાન આવ્યું. બીજા લોકોની સ્વતંત્રતા છીનવી લીધાથી એમને કેટલું દુઃખ ખમવું પડે છે તથા એને અંગે પોતાના કેટલા માણસોના પ્રાણ નાહકના જાય છે એ સૌ એને કડવા અનુભવ પછી જ ખબર પડી. આથી પોતાની પદ્ધતિ એણે બદલી નાંખી. જંગલી લોકો સાથે એણે ભાઇ ચારાથી વર્તવાનું શરૂ કર્યું. એમને સમજાવી ફોસલાવી અને તેઓ પોતાની ખુશીથી આવે એવી રીતનો સંબંધ એણે બાંધવા માંડયો.

આ બાજુ ‘ અઝોર ’ ટાપુઓમાં અને ‘ મદિરા ’ ટાપુમાં વસ્તી વધારવાનું અને આબાદિ સ્થાપન કરવાનું કામ ચાલતું જ હતું. આ બેટોમાંથી, ઇમારતી લાકડાં, સાકર, અનાજ, મધ, દારૂ વગેરે વસ્તુઓનાં વહાણો ભરાઇ ભરાઇને પોર્ટુગાલ દેશમાં ઠલવાવા મંડયાં હતાં. ૧૪૫૫ અને ૧૪૫૬ નાં વર્ષો દરમ્યાન ‘ કેડ-મોસ્ટો ’ નામના ખલાસીએ; સેનેગોલ અને ગંબીઆ

આ બે નદીઓની પાસેનો થોડો થોડો ભાગ શોધી કહાડયો તથા કેપવર્ડ ટાપુઓનો સમૂહ પણ જોઇ કાઢયો. આ માણુસેજ આફ્રિકા ખંડની જાણીતી થયેલી પૃથ્વી સાથેનો વેપારનો માર્ગ, નક્કી કર્યો અને તે દેશના લોકો વિષે વધારે હકીકત મેળવી.

ખ્રિસ્તી ધર્મના પ્રચારની શરૂઆત.

૧૪૫૮ ની સાલમાં રાજકુમાર હેન્રીએ આ ગંબીઆના નિગ્રોલોકોને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપવા કેટલાક ધર્મોપદેશકોને ખાસ મોકલી આપ્યા. એણે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા 'ક્રાઇસ્ટના' એક ખરા ચેલાના જેટલું કામ કર્યું. આ પ્રમાણે નવા નવા પ્રદેશોની શોધ કરાવવા માટે તથા ત્યાં ધર્મનો પ્રચાર કરાવવામાં પોતાનું આખું આયુષ્ય વીતાવી આ રાજપુત્રે ઇ. સ. ૧૪૬૦માં દેહત્યાગ કર્યો.

હેન્રીના સ્તુત્ય પ્રયાસો.

ખલાસીઓને દરિયાઈ મુસાફરી કરવી કેમ કરીને સહેલી પડે, એને માટે રાજકુમાર હેન્રીએ બહુ બહુ પ્રયત્નો કર્યા હતા. એણે 'માર્જોર્કા' બેટ પરથી માસ્ટર જેકોમ નામના ભૂગોળના અભ્યાસીને બોલાવી પોતાના શહેરના કામ પર નીમ્યો. એની પાસે જુદા જુદા માર્ગના અને દેશના નકશા તૈયાર કરાવ્યા, તથા વહાણની મુસાફરીમાં ઉપયોગી થાય એવાં થોડાં યંત્રો પણ બનાવરાવ્યાં. વળી એજ માણુસ પાસે આ વિષયોનું શિક્ષણ બીજા ઘણાને અપાવરાવ્યું.

એજ પ્રમાણે એણે અરબી અને યાહુદી (જ્યુ) ગણીતશાસ્ત્રીઓને પોતાના દરબારમાં રાખ્યા હતા.

ભૂગોળ વિદ્યાનુ શિક્ષણ આપવા, જો કે સેગ્રેસ શહેરમાં પ્રત્યક્ષ શાળા કહાડી નહોતી, તોપણ એ વિષય બરાબર શીખવી શકાય એવાં સાધનો—નકશા, યંત્રો, ઉપકરણો—અને એ વિષેનું ઘણું સાહિત્ય એકઠું કર્યું હતું.

એ સિવાય સર્વ પ્રકારની ખબર તથા સમાચાર મળી શકે એવી ગોઠવણ કરી હતી. વળી જેમ જેમ નવા પ્રદેશો શોધાતા જાય તેમ તેમ તે પ્રદેશના નકશા તથા તે તે પ્રદેશની હકીકત લખીને તૈયાર કરાવવામાં આવતી હતી. આ પ્રવૃત્તિને અંગે ભૂગોળ વિદ્યાનો અભ્યાસ કરાવનાર તથા નવા પ્રદેશની શોધખોળ કરાવનારાઓમા હેન્રીનો રાજદરબાર મુખ્ય અને આગળ પડતો ગણાવા લાગ્યો.

'વહાણવટીના રાજા'નું સાર્થક ઉપનામ.

રાજપુત્ર હેન્રીને, વહાણવટીના રાજા તરિકેનો જે યશ મળ્યો તે એની હયાતીમાં શોધયલા પ્રદેશો ઉપરથી જ ફક્ત નહોતો મળ્યો. પરંતુ એ યશ એને આ કામમાં ખૂબ રસ લઈ મંડયા રહેવા બદલ, તથા આ વિષયમાં ખીલી ઉઠેલી એની બુદ્ધિને લીધે, તથા પરિણામે એના વંશવારસોમાં નવા નવા પ્રદેશની શોધખોળ કરવા બાબત પ્રેરણા અને સ્ફૂર્તિ આણવા બદલ તથા આ વિષયના આદ્યપ્રવર્તક બનવા બદલ મળ્યો હતો. આ બધી પ્રવૃત્તિઓ કરીને એણે માનવ જાત પર ખરેખર અનહદ ઉપકાર કર્યો છે.

---

પ્રકરણ ૯

## આફ્રિકાની શોધ.

પૂર્વ તરફના દેશ અને પશ્ચિમ તરફના દેશ વચ્ચે, વહેપાર રોજગાર તથા આવજા ચાલુ કરવાનું કામ, હેન્રીના મરણ પછી ચાલીસ વર્ષે વાસ્કો-ડી-ગામા એ કર્યું હશે; પણ આ કામની શરૂઆત તો રાજકુમાર હેન્રીએ જ કરી હતી. એ વાત ઇતિહાસકારોને ભૂલી જવી પાલવશે જ નહિ. ડીગો કેમ, બાર્થોલોમ્યુ ડીઆઝ, અને વાસ્કો-ડી-ગામા એ ત્રણ જણે આ કામ એના પ્રોત્સાહનથી કહો કે ગમે તેનાથી કહો, પણ આગળ પૂરું કર્યું.

૧૪૮૨ ની સાલમાં પોર્ટુગાલના રાજા, જોન બીજાએ નાવિકનેતા હેન્રીનું અધુરું રહેલું કામ પુરું કરવાનું હાથમાં લીધું. એટલા માટે એણે વિષુવવૃત્તની દક્ષિણે આવેલો આફ્રિકાનો પશ્ચિમ કિનારો શોધી કાઢવા 'ડીગો કેમ' નામના ખલાસીને મોકલી આપ્યો. પોતાનાં બે વહાણો લઇ 'ગીની'ને કિનારે કિનારે હંકારતાં હંકારતાં, એ લગભગ વિષુવવૃત્ત સુધી આવી પહોંચ્યો. એની સાથે ખ્રિસ્તી ધર્મની દીક્ષા લીધેલા કેટલાક નીગ્રો લોકો હતા. એ લોકોની મદદથી વિષુવવૃત્તની દક્ષિણે જેટલે સુધી આગળ જવાય તેટલે સુધી જવાનો 'ડીગો કેમે' વિચાર કર્યો હતો.

"ડીગો કેમ"ની મુસાફરી.

વિષુવવૃત્તની દક્ષિણે આવેલી ' લોપેઝ ' ભૂશીર વટાવી, એણે દક્ષિણ તરફજ જવાનું ચાલુ રાખ્યું. ચાલતાં ચાલતાં એ લોકો વિષુવવૃત્તની દક્ષિણે લગભગ ચારસો માઇલ દૂર નિકળી ગયા. હજી પણ એણે મુસાફરી ચાલુ જ રાખી.

આખરે એક દિવસ પોતાની પૂર્વ બાજુના ભૂપ્રદેશમાંથી એક જલપ્રવાહ સમુદ્રની પાછળ પાછળ વહેતો, અને પછી સમુદ્રમાં મળી જતો એણે જોયો. આ પ્રવાહનું પાણી મીઠું હતું. એ ઉપરથી ' કેમે ' અનુમાન કર્યું કે આ પ્રવાહ ગમે તે એકાદ મોટી નદીનો જ હોવો જોઇએ. પ્રવાહને આધારે આધારે એ લોકો કિનારા સુધી આવ્યા, તો કેમનું અનુમાન સાચું પડતું જણાયું.

આફ્રિકાની પ્રચંડ " કોંગો " નદી.

આ પ્રવાહ આફ્રિકા ખંડની પ્રચંડ કાંગો નદીનો હતો. એને કિનારે હજારો માઇલ લાંબાં, મોટાં અને ઘીચ જંગલો આવેલાં છે તથા આજ મોટી નદી વિષુવવૃત્તને બે વખત છેદી, ધનુષ્યાકારે વહેણ વહેવરાવી, પાછી અક્ષાંસ પર આવી, અક્ષાંસની બાજુમાં વહી, સમુદ્રને વીંટળાઇ, સમુદ્રમાં મળતી હતી. આ નદીના મૂળ આગળના એક ખડક જેવા પ્રદેશપર કેમે એક પત્થરનો થાંભલો રોપ્યો તથા એક ક્રોસ પણ ઉભો કર્યો. વળી ઉભા કરેલા કીર્તિસ્થંભ પર " આ પ્રદેશ

પોર્ટુગાલના રાજાનો છે.” એવા અક્ષરો પણ કોતરાવ્યા.

આ નદીને કિનારે કિનારેથી જે જે જમીનના ભાગ પર જઈ એમ શકાય હતું તે દરેક જગાએ કેમે જવાનો પ્રયત્ન કર્યો. પણ નદીમાં વચમાં વચમાં નાના નાના ખડક તથા છીછરું પાણી હોવાથી તથા પ્રવાહનું તાણ જબરૂં હોવાથી સોએક માઇલ કરતાં આગળ એનાથી જઈ શકાયું નહિં.

“ અમે અહીં સુધી મુસાફરી કરી હતી ” એવું પછીથી આવનાર મુસાફરોને ખબર પડે એ હેતુથી ત્યાં આવેલા એક ખડક પર એણે શિલાલેખ કોતરીને મૂક્યો. એમાં પોર્ટુગીઝ ભાષામાં કોતરાવ્યું હતું કે, “ પોર્ટુગાલના સુપ્રસિદ્ધ રાજા બીજા જ્હોનનાં વહાણો અહીં સુધી આવ્યાં હતાં. ” હજી આજ પણ એ શિલાલેખ એ જગાએ સ્પષ્ટ વાંચી શકાય છે.

આ નદીના દક્ષિણ કિનારા પરના અસલ વતનીઓ જંગલી હતા, છતાં પણ એ લોકો કેમ સાથે ઘણી સારી રીતે વર્ત્યા. આ લોકો રંગે કાળા હતા તથા તેમના વાળ ગુંચળાવાળા હતા. એમણે મોટા મોટા હસ્તિદંડ આપી તેને બદલે કાપડ લીધું. અને આ પ્રમાણે એ લોકો સાથે લેવડદેવડ શરૂ થઈ. આ વિસ્તીર્ણ કાંગો પ્રદેશનો રાજા, ઘણે દૂર આવેલા ધીચ ઝાડીવાળા નદીનો દક્ષિણ કિનારો.

પ્રદેશના મધ્યભાગમાં રહે છે અને તે ઘણો જ બળવાન છે એવી ખબર કેમને આ લોકોએ આપી. એટલે પોતાની સાથે આણેલા કેટલાક નિગ્રોને તેણે રાજાને મળવા મોકલ્યા. એ લોકોની પાછા આવવાની રાહ ન જોતાં ડીગો કેમ કાંગો નદીના દક્ષિણ કિનારાની શોધ કરવા પોતાનું વહાણ તૈયાર કરી નીકળી પડયો.

કેટલાક દિવસ પછી તે ફરી પાછો કાંગો પ્રદેશમાં આવી પહોંચ્યો. છતાં રાજાને મળવા મોકલેલા નિગ્રોનો કાંઇ પત્તો લાગ્યો નહિ. એટલે ત્યાંના થોડા જંગલી માણસોને પોતાની સાથે લઇ લીધાં; અને પોર્ટુગાલ તરફ જવા નીકળ્યો.

પોર્ટુગાલના રાજા તરફથી ડીગો કેમ ને માન અકરામ.

પોર્ટુગાલમાં પહોંચતાં જ ત્યાંના રાજાએ એને માનચાંદ આપી એનો ખુબ આદર સત્કાર કર્યો. લગભગ બે વર્ષ પછી કેમ પાછો કાંગો નદીને કાંઠે આવી પહોંચ્યો. તેની સાથે ગયેલા જંગલી માણસો તો પોર્ટુગાલનાં મોટાં મકાનો, રાજમહેલ, મોટા રસ્તા તથા શણગારેલાં મોટાં વહાણ, વિવિધ પ્રકારના પોષાક વગેરે એ દેશનો વૈભવ જોઇ દિંગજ થઇ ગયા હતા. આ લોકોને કેમે છૂટા કર્યા અને તેમના રાજાને અમૂલ્ય નજરાણું તેમની સાથે મોકલ્યું.

આ વખતની સફરમાં કેમે દક્ષિણ દિશા તરફ

લગભગ બારસો માઇલ સુધીનો આગળ પ્રવાસ કર્યો. અને દરેક જગાયે પોતાની હંમેશની પદ્ધતિ પ્રમાણે પત્થરના કીર્તિસ્થંભો રોપ્યા. તે લગભગ આફ્રિકાના દક્ષિણ છેડા સુધી પહોંચી ગયો હતો એ વાતની તેને પોતાને પણ ખબર નહોતી. થોડો વધારે લાંબો પ્રવાસ જો એણે કર્યો હોત તો રાજપુત્ર હેન્રીને હિન્દુસ્તાન દેશમાં જવાનો જે જલમાર્ગ શોધવો હતો તે કેમને જડી જાત. છતાં કેમનું આટલું કાર્ય પણ કાંઇ ઓછું મહત્ત્વનું નહોતું. કેમની વધુ મુસાફરી.

તેણે પાછળથી આવનારા પ્રવાસીઓ માટે અહીં સુધીનો માર્ગ ખુલ્લો કરી દીધો. અને કંઇ પણ ભય કે ત્રાસ વગર સુખેથી અહીં સુધી મુસાફરો આવી શકતા. ડીગો કેમે શોધેલો માર્ગ તેના પછી બાર્થોલોમ્યુ ડીઆઝ નામના વધારે સાહસિક ખલાસીએ પણ શોધ્યો.

## પ્રકરણ ૧૦

# સોનાનો કિનારો.

બીજો સાહસિક ખલાસી બાર્થોલો-મ્યુ ડીઆઝ. કેમ જ્યારે બીજી સફર પુરી કરી લીસ્બન શહેરમાં પાછો આવ્યો તેજ વખતે ડીઆઝ ત્રણ સરસ વહાણ તૈયાર કરી આગળનો પ્રદેશ શોધી કહાડવાની મહત્વાકાંક્ષાથી હિમ્મત ભેર નીકળી પડયો. ડીઆઝ પહેલા એક બે વખત ગીનીના કિનારા સુધી જઈ આવેલો હતો અને ત્યાંનો ' સમીના ' નામનો કિલ્લો બાંધવામાં પણ એણે ઘણી મદદ કરી હતી.

સોનાનો કિનારો. આ કીલ્લો ગીનીના લોક સાથેના કિંમતી વસ્તુઓના વ્યાપારની એક ખાણરૂપજ નિવડયો. આ પ્રદેશમાંથી આગળ એટલું બધું સોનું પોર્ટુગાલમાં આવ્યું કે એ કિનારાને ' સોનાનો કિનારો ' એવું અર્થ સૂચક નામ અપાયું.

ડિઆઝનાં વહાણ ઘણાં નાનાં હતાં. એવાં નાનાં વહાણ લઇને અપરિચિત જળ પ્રવાસમાં સફર કરવાની એના સિવાય બીજા કોઇની છાતી ચાલત નહિં. જો કે વહાણ નાનાં હતાં તો પણ એનું બાંધકામ ઘણું મજબૂત હતું.

ગીનીના કિનારા ઉપરથી પસાર થતાં ડિઆઝ, કોંગો નદી પર આવી પહોંચ્યો. અને દક્ષિણમાં જ્યાં

સુધી ડીગો કેમ ગયેલો ત્યાંથી પણ આગળ એ જઈ પહોંચ્યો.

ગમે તે થાય પણ આફ્રિકાખંડના દક્ષિણ છેડા સુધી તો મારે જવું જ એવો એણે દૃઢ નિશ્ચય કર્યો હતો, અને તે આગળ ધપે જ ગયો. પણ એકાએક સખત વાવા ઝોડું થયું અને વરસાદ તથા પવનના તોફાને એટલું જોર કર્યું કે એનાં વહાણ દક્ષિણ તરફ ઘસડાતા ઘસડાતાં કિનારાથી ઘણે દૂર જતાં રહ્યાં.

આમ છતાં પણ ડીઆઝને એક પ્રકારનો આનંદ થયો. કારણ કે જે મહત્વાકાંક્ષાથી એણે આ સાહસ ખેડયું હતું તે ઇચ્છા પૂરી થશે એમ તેને લાગવા માંડયું. એણે પોતાનાં વહાણ પૂર્વ તરફ હંકાર્યાં. કારણ પૂર્વ તરફ જ જમીન જણાતી હતી અને તે હવે અદૃશ્ય થઇ ગઇ હતી. તેથી પૂર્વ તરફ શોધ કરી કેટલુંક અંતર વટાવ્યા પછી જો ઉત્તર તરફ જવાય તો આફ્રિકા ખંડનો દક્ષિણ કિનારો જરૂર મળે અને તે કિનારે કિનારે જતાં, આફ્રિકાના પૂર્વ કિનારા તરફ પહોંચાશે અથવા આફ્રિકાનો દક્ષિણ ભાગ સાંકડો હોવાથી એકદમ પૂર્વ કિનારે જવાશે, એવું અનુમાન એણે કર્યું હતું. આ અનુમાન બાંધવામાં જ એનું ડહાપણ અને હિમ્મત જણાઇ આવે છે.

ખરેખર, આ અનુમાન પ્રમાણે જ એને થોડા

આખરે આફ્રિકાનો દક્ષિણ કિનારો હાથ લાગ્યો.

દિવસમાં આફ્રિકાનો દક્ષિણ કિનારો હાથ લાગ્યો. અને દક્ષિણ કિનારે કિનારે પૂર્વ દિશામાં આગળ જતાં તેનાં વહાણ એક ઉપસાગરમાં આવી પહોંચ્યાં. ત્યાંના કિનારા પરના લોક કાળા અને પીળચટા રંગના હતા તથા એ લોકો પોતાનું ગુજરાન ઢોરઢાંકર ઉપર જ કરતા એમ તેને જણાયું. આ ઉપસાગરનું હાલનું નામ ' મોસેલ ' ઉપસાગર છે.

પ્રવાસ અધુરો મૂકવો પડ્યો.

આ પ્રમાણે તે પૂર્વ દિશા તરફ વધારે ગયો અને હજી એ આગળ જાત; પણ તેની સાથેના ખલાસીઓએ આગળ જવાની ના પાડી, અને બોલ્યા, " આપણે જે શોધ કરી છે તે મોટા મહત્વની છે એથી વધારે લોભ કરી જીવને જોખમમાં નાખવા અમે તૈયાર નથી. અમારાં બૈરાં છોકરાંને દેશમાં જઇ અમે પાછા કયારે મળીયે એવી ઇચ્છા અમને થઇ છે તેથી અમે તો અહીંથી જ પાછા ફરીશું." તેથી ડીઆઝનું કાંઇ ચાલ્યું નહિ અને હિન્દુસ્તાન જવાનો આગળનો માર્ગ શોધવાનું કામ અધૂરૂં મૂકી પાછા ફરવું પડયું. તેથી તે ઘણો નિરાશ થયો.

વાસ્કો–ડી–ગામા કે કોલંબસ પોતાના હાથનીચેનાં માણસોને ગમે તેટલા વીરૂદ્ધ થાય છતાં હુકમમાં રાખવાને જેવા સામર્થ્યવાન હતા તેવો ડીઆઝ નહોતો તેથી એને પાછા ફરવું પડયું. જે ભૂશિર આગળ તેનાં વહાણ વાવાઝોડામાં સપડાયાં હતાં. તેને

'વાવાઝોડાની ભૂશિર' એવું નામ આપી ડીઆઝ પોતાના દેશ તરફ ચાલી નીકળ્યો.

આ ભૂશિરનું હાલનું નામ 'કેપ ઑફ ગુડ હોપ' એટલે 'આશાદાયી ભૂશિર' છે. આટલા વખત સુધી હિન્દુસ્તાન તરફ જળમાર્ગે જવું શકય છે કે નહિ તે વિષે મોટો સંશય હતો. પણ ડીઆઝ તે ઓળંગી આગળ જઇ શકયો તે ઉપરથી એ સંશય કાયમને માટે દૂર થયો. કેપ ઑફ ગુડ હોપ.

આનું માન ડીગો કેમ, અને બાર્થોલોમ્યુ ડીઆઝને જ મળે છે. કારણ વાસ્કો-ડી-ગામાનો રસ્તો આમણે જ સુલભ કરી આપ્યો હતો. ૧૪૯૭ માં વાસ્કો-ડી-ગામાએ જળમાર્ગે હિમ્મતથી સફર કરી હિન્દુસ્તાન સુધી જઇ શકાશે એમ સિદ્ધ કરી આપ્યું.

પછી ૧૫૦૦ ની સાલમાં હિન્દુસ્થાન સુધી જવા માટે ડીઆઝ પોતે તૈયાર થયો. પણ કમનસીબે આ સફરમાં જેને એણે "વાવાઝોડાની ભૂશિર" એવું નામ આપ્યું હતું તે જ ભૂશિર આગળ એક મોટા વાવાઝોડામાં એનું વહાણ સપડાઇ બૂડી ગયું. તેમાં તે પોતે અને તેના ખલાસીઓ સૌ ડૂબી ગયા. ડીઆઝને નડેલો અકસ્માત અને મૃત્યુ.

---

# વિભાગ ૩

## પ્રકરણ ૧૧

## હિન્દશોધવાની ઝંખના

લલિત કલાઓનું કેન્દ્રસ્થાન હિન્દુસ્તાન

આશરે ચારસો વર્ષ પહેલાં 'દુનિયા પરના જે જે ખંડો, તે વખતે જાણિતા હતા, તે સર્વ ખંડોમાં, હિન્દુસ્તાનની કીર્તિ ખૂબ પસરેલી હતી, એવું ઇતિહાસ પરથી પણ માલમ પડે છે. જે દેશમાં જરીભરત ભરેલાં કસબી કપડાં તથા ઝીણાં મલમલનાં કપડાં બનતાં હતાં તથા સોનાચાંદીપર મૂર્તિઓ કોતરાતી હતી તથા બીજું ઘણું કલામય નકશીનું કામ થતું હતુ, તેમજ દરેક જાતની લલિતકલાઓમાં પારંગત, એવો એક હિન્દુસ્તાન નામનો સુવર્ણમય દેશ જેમાં ફળફૂલ, ધાન્ય તથા અમૂલ્ય ખનિજ દ્રવ્યો પુષ્કળ થતાં હતાં એવો હિન્દુસ્તાન દેશ આ જગત પર પૂર્વ દિશામાં કોઇક જગાએ છે એવી વાત પાશ્ચાત્ય દેશોમાં ધીમે ધીમે ખૂબ ચાલવા મંડી.

એભૂમિના દર્શનની મહેચ્છા.

એ ભૂમિનાં દર્શન ગમે તે પ્રકારે કરવાં, તથા એની સાથે આપણો નિકટ સંબંધ બાંધવો, એવું તે વખતના દૂર દૂર આવેલા દરેક રાષ્ટ્રને થતું હતું.

હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થનાર જુદી જુદી જાતના પદાર્થો પરદેશ જતા હતા ખરા; પરંતુ આ વ્હેપારનો

સંબંધ યુરોપ સાથે કરી આપનાર મધ્યસ્થ વ્યક્તિ તરીકે વચમાંના પ્રદેશમાં વસતા મુસલમાનો જ હતા. મુસલમાનોને જેમ હિન્દુ ધર્મ સાથે વૈર હતું તેવી જ રીતે હાલમાં ખ્રિસ્તિ ધર્મ સાથે વૈર થયું હતું. છતાં વહેપાર તો એમની આડત વગર ચાલી શકે એમ હતું જ નહિં.

ધર્મભિમાની મુસલમાનો આડતિયા તરિકે.

પરંતુ ધર્મનો સવાલ વચમાં આવવાથી હિન્દુસ્તાન અને યુરોપના વહેપારમાં ધીમે ધીમે ભંગાણ પડવા લાગ્યું. હિન્દુસ્તાન અને યુરોપની વચમાંનો લગભગ બધો જ મુલક મુસલમાનોના તાબામાં હતો. એટલે તે પ્રદેશ ઓળંગ્યા વગર હિન્દુસ્તાન સાથે કોઇ પણ જાતની લેવડદેવડ પાશ્ચાત્ય રાષ્ટ્રોને કરવી અશકય થઇ પડી. ત્યારે હવે એનો ઉપાય શો શોધી કહાડવો ?

નવો દરિયાઇ માર્ગ શોધવાની જણાયલી ખાસ જરુર.

યુરોપખંડના લગભગ દરેક મુખ્ય દેશમાં આ સવાલનો જ વિચાર મુખ્યત્વે થવા લાગ્યો. ખુશ્કીના માર્ગે એટલે જમીન માર્ગે પ્રવાસ કરી હિન્દુસ્તાન સાથે સંબંધ રાખવો અશકય જ જણાયાથી, એ સવાલ દરેક જણે બાજુએ જ મૂકયો. એટલે દરિયા-માર્ગે જવાનો વિચાર કરવામાં આવ્યો.

જો દરિયા માર્ગે જાય તો હિન્દુસ્તાન પહોંચવા માટે ભૂમધ્ય સમુદ્ર અને રાતો સમુદ્ર એ બે વચ્ચે, તે વખતે આફ્રિકા અને એશિયાખંડને જોડનારી

મુએઝની સંયોગિભૂમિ વચમાં આવતી હતી. આ સંયોગિભૂમિ મુસલમાનોના તાબામાં હતી. તેમજ રાતા સમુદ્રના કિનારે પણ મુસલમાનોનો અમલ ચાલતો હતો. એટલે એ માર્ગ પણ ત્યાજ્યજ ગણાયો.

આ વખતમાં, પૃથ્વી ગોળ છે, એવી અટકળ કેટલાક ભૂગોળ શાસ્ત્રીઓએ બાંધી હતી. જો કે બાંધેલી અટકળ તદ્દન નવી નહોતી તો પણ પ્રત્યક્ષ પુરાવાના અભાવે આ કલ્પનાને મૂર્ત સ્વરૂપ અપાયું નહોતું. તેથી આ કલ્પના સર્વમાન્ય થતી નહોતી.

પૃથ્વી ગોળ છે એ વાત ખરી હોય તો.

પણ જો આ બાંધેલી અટકળ ખરી હોય તો પશ્ચિમ તરફથી સમુદ્ર પર મુસાફરી શરૂ કરી ચાલુજ રાખીએ તો આપણી પૂર્વે આવેલા ભરતખંડમાં આપણે પહોંચી શકીએ, એમ કેટલાક દીર્ઘ દૃષ્ટિવાળા માણસોને લાગવા માંડયું હતું.

કેટલીક અશક્યતાઓ.

પરંતુ પશ્ચિમે પથરાયલો આવડો મોટો સમુદ્ર એક નાના સરખા વહાણથી શી રીતે ઓળંગી જવો? વળી તેવામાં એમ કહેવાતું કે પશ્ચિમે આવેલો એટલાંટિક મહાસાગર એટલે યમલોકમાં જવાનો જ રસ્તો. અને મૃત્યુનું સામ્રાજ્ય આ મહાસાગરની પેલી બાજુ પ્રસરેલું છે એવી ઘણાની દૃઢ માન્યતા થઇ ગઇ હતી. એટલે આવા અજ્ઞાત પ્રદેશમાં જાણી બુજીને કોણ મૃત્યુના મુખમાં પડવા તૈયાર થાય?

પરંતુ, એ મૃત્યુ સામે પણ બાથ ભીડનાર કેટલાક સાહસિક પ્રવાસીઓ નિકળી આવ્યા. એ પ્રવાસીઓ પૈકી ક્રિસ્ટોફર કોલંબસ એ પ્રથમ હતો.

આપણા માથા પર આકાશમાં સરર સરર ઉડનાર વિમાન, આજે આપણને બહુ સામાન્ય થઇ પડયું છે મોટરોની પણ દોડાદોડી દરેક રસ્તાપર શહેરમાં તેમજ ગામડામાં પુષ્કળ આપણે જોઇએ છીએ. આગગાડીની જાળ તો એકે એક જગાએ પસરી ગઇ છે તેજ પ્રમાણે આજે સમુદ્ર ઉપર પણ ટન વજનની અને જુદા જુદા ઘાટની આગબોટો નિયમિત પણે પ્રવાસ કરતી આપણે જોઇએ છીએ.

પરંતું આજથી પાંચસો વર્ષ પહેલાં, પ્રવાસે જવું એટલે પાછા નજ ફરી શકાય એવી લોકોની માન્યતા થઇ ગઇ હતી. હિંદુસ્તાનમાં પણ તે વખતે કાશીની કે રામેશ્વરની યાત્રા કરવા નીકળનાર વૃદ્ધો જ હતા કે જેમને પાછા ફરવાની આશા જ નહોય. હાલ તો આપણે સુખચેનથી ગમે ત્યાં મુસાફરી કરી શકીએ છીએ. જમીનને રસ્તે મુસાફરી કરવી એટલે અગણિત સંકટ સહન કરવાનાં અને જલ માર્ગે મુસાફરી કરવી એટલે ક્યારે જલ સમાધિ લેવી પડશે એ બ્હીકમાંને બ્હીકમાં રહેવાનું, એમ બન્ને રસ્તા ભય ભરેલા જ હતા.

## પ્રકરણ ૧૨

# ક્રિસ્ટોફર કોલમ્બસ

### અમેરિકાનો પહેલ વહેલો પરિચય યુરોપને



કોલંબસ.

ક્રિસ્ટોફર કોલમ્બસ

કરાવનાર ક્રિસ્ટોફર કોલમ્બસનું મૂળ વતન, જીનોઆ બંદર હતું. ત્યાંના એક વહેપારીનો એ દિકરો થાય. પરંતુ આ તેજસ્વી પાણીદાર આંખોવાળા છોકરાને તો જીનોઆ બંદર પર, આવતાં જતાં વહાણોને જ

કલાકોના કલાકો સુધી બેસી જોયા કરવાનો નાદ લાગ્યો હતો. ધીમે ધીમે એ એક ખલાસી બન્યો, અને કેટલાક સમય પછી તો આ છાતીવાળો બહાદૂર છોકરો એક મોટા જહાજનો કપ્તાન બન્યો. ઇંગ્લેન્ડ સુધી તો કેટલીયેવાર એણે સફર કરી નાંખી. અને એક વખત મોટી હીમ્મત ભીડી, 'આઈસલેંડ' બેટ સુધી જઇ આવ્યો.

પછીથી એણે પોર્ટુગાલની રાજધાની લીસ્બન શહેરમાં રહેવાનું રાખ્યું-કંઇક હેતુ પુરઃસર એણે અહીં રહેવાનું પસંદ કર્યું હતું. તે સમયમાં લીસ્બન શહેર એ ખલાસીઓનું મુખ્ય મથક હતું. મોટા પ્રખ્યાત વહાણવટીઓ આ શહેરમાં જ આવીને વસ્યા હતા. અને નકશા વગેરે પ્રવાસોપયોગી વસ્તુઓ બનાવનાર કારીગરો પણ અહીં જ રહેતા હતા. લીસ્બનમાં રહેવાનો હેતુ.

ક્રિસ્ટોફરને આ બધી વાતનું શાસ્ત્રીય જ્ઞાન મેળવી લેવાનું હતું. અને જે જે લોકોએ લાંબા લાંબા પ્રવાસો કર્યા હતા, તેમને પોતાને જ મોઢેથી એમનું પ્રવાસ વર્ણન એને સાંભળવું હતું. તેથી એણે લીસ્બનમાં રહેવાનું પસંદ કર્યું.

પૃથ્વિ ગોળ છે એ વાતની ધીમે ધીમે કોલમ્બસને ખાત્રી વધતી જતી હતી. એટલામાં જ એક 'ટોસ્કનેલી' નામના ઇટાલીઅન નકશા દોરનારે દોરેલો દુનિયાનો નકશો એના હાથમાં આવ્યો. આ ટોસ્કનેલીનો નકશો.




કોલંબસની ૧૪૯૨ની સફર પહેલાં મનાતી દુનિયા

નકશામાં જાપાનનો બેટ એટલેંટિક મહાસાગરની પશ્ચિમે બતાવવામાં આવ્યો હતો, અને તેયે બહુ દૂર નહોતો. આ નકશો જોઈને કોલમ્બસને એક પ્રકારનો અદભૂત આનંદ થયો. કારણ આજસુધી તેણે જેટલી જેટલી લાંબી મુસાફરી કરી હતી તેના કરતાં આ સફર ખાત્રીપૂર્વક લાંબી નહીં હોય એમ તેનો નિશ્ચય થયો. એટલેંટિક મહાસાગરની પેલી બાજુએ જમીન હોવી જ જોઈએ એમ માનવાને પણ તેને કારણ મળ્યાં.

યુરોપખંડમાં કોઈ પણ ઠેકાણે ન થતાં ફળફૂલાદિ

અને ઝાડ વગેરે સમુદ્રના મોજામાં પશ્ચિમ કિનારા તરફથી તણાઇ આવતાં તેણે ઘણીવાર ધારીને જોયાં હતાં. અને કેટલીક વખત ભાતભાતના રંગથી રંગાયલાં પક્ષીઓનાં પીછાં, માથે બાંધેલાં લટકતાં હોય એવાં માણસનાં મડદાં કિનારા સાથે અથડાતાં તેની નજરે પડેલાં. આ ઉપરથી તેણે ચોક્કસ તર્ક બાંધ્યો હતો કે એટલેંટિક મહાસાગરની સામી બાજુ જમીન હોવી જ જોઇએ. નહીં તો ફળફૂલાદિ અને ઝાડપાન જમીન સિવાય ઉગે જ ક્યાંથી ? બીજી નિશાનીઓ.

આ કલ્પનામાં પરોવાયલો કોલમ્બસ રાતને દહાડો વિચારમાં લીન રહેવા લાગ્યો; પણ ઘરની ગરીબાવસ્થાને લીધે પોતાના જ જોર ઉપર આધાર રાખી અજાણ્યા સમુદ્રની પેલી પાર કોઇની સારી મદદ સિવાય કેવી રીતે જવાય ? એનામાં હિમ્મત નહોતી એમ નહિં, પણ વહાણ મજબુત અને મોટાં જોઇએ. વળી પ્રવાસ કેટલા દિવસનો થશે તેની કોને ખબર ? સહેજે છ સાત મહીના તો નિકળી જાય. અને નિદાન એટલા દિવસની તો તૈયારી જોઇએ જ. સાથે આવનાર થોડા ખલાસીઓ વગેરેના નિભાવ માટે ખોરાક અને પાણીની વ્યવસ્થા ક્યાંથી કરવી ? સમુદ્ર પરની સફરમાં તો ખોરાક કરતાં પણ પાણીની મુશ્કેલી વધારે નડે છે. કારણ સમુદ્રનું પાણી કાંઇ પીવાય ? શરૂઆતની મુશ્કેલીઓ.

કોલમ્બસ માટે જ ન હોય એમ 'નાનાં વહાણ લઈને પણ કોલમ્બસે એટલેંટિક મહાસાગરમાં ઝંપલાવ્યું' એ બીના વાંચતાં આપણને થાય છે.

મુસાફરીની શરૂઆત.

બધાં વહાણનો ઉપરી કોલમ્બસ હતો, છતાંયે "સાન્ટામેરિયા"નું ઉપરીપણું તેણે પૂરેપૂરૂં સ્વીકાર્યું હતું. બાકીનાં બે વહાણની જોખમદારી પોતાના બે વિશ્વાસુ અને કુશળ ખલાસીને સોંપી હતી. બીજા ખલાસીઓ તો અજાણ્યા મહાસાગરમાં જવા જરાયે સમ્મત નહોતા. માત્ર રાજાના હુકમને તાબે થઈ ન ગમતાં પણ એમને જવું પડયું હતું. કોલમ્બસ, આગળનો પ્રવાસ છોડી દે, એ ઉદ્દેશથી બન્ને ખલાસીઓએ ત્રીજેજ દિવસે "પિન્ટા" વહાણના સુકાનને બગાડી નાંખ્યું. પણ એને ઉપર ટપકે દુરસ્ત કરી સ્પેનની દક્ષિણે આશરે ત્રીસમા અક્ષાંસ પર આવેલા "કેનેરીઝ" ટાપુઓ સુધી લઈ જઈ ત્યાં કોલમ્બસે વહાણ નાંગર્યાં. અહીં "પિન્ટા" વહાણને સંપૂર્ણ દુરસ્ત કરવામાં લગભગ ત્રણ અઠવાડીઆં થઈ ગયાં.

સાથીદારોની અનિચ્છા.

અદૃશ્ય થતો જાણીતો માર્ગ.

તારીખ છઠ્ઠી સપ્ટેમ્બરે, આ વહાણોએ આગળનો પ્રવાસ શરૂ કર્યો. કેનેરીઝ બેટ સુધીનો માર્ગ તદ્દન અજાણ્યો નહોતો, કારણ કે અહીં સુધી તો ઘણાં વહાણ આવજા કરતાં હતાં. અગળનો પ્રવાસ, હવે અજાણ્યા પ્રદેશમાં કરવાનો હતો. આ પ્રવાસમાં

કોલમ્બસના મનમાં આ એકજ ધૂન લાગેલી હોવાથી તેણે રાજા રજવાડામાં મદદ માટે તપાસ કરવા માંડી, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. ઘણાં રાજ્યોમાં એણે પ્રયત્ન કર્યો પણ બધેથી જ નિરાશા મળી. પણ "ગરજવાનને અક્કલ નહિં" એમ મન મનાવી એ પોતાના નિશ્ચય ને વળગી રહ્યો. ત્યારે છેવટે અને યશ મળ્યો પણ ખરો.

સ્પેન દેશની મદદ. સ્પેન દેશનાં રાજારાણીએ, ખાસ કરીને રાણીએ તેને મદદ કરવાનું કબૂલ્યું. અને તરત જ ત્રણ સરસ ઉત્તમ પ્રકારનાં વહાણ તેને સ્વાધીન કર્યાં. અને કોલમ્બસને વહાણનો એડમિરલ બનાવ્યો. કોલમ્બસ તો ખુશ ખુશ થઇ ગયો અને ચિંતવેલા ભવિષ્યનું કાર્ય એકદમ ઉપાડી લીધું.

ઇ. સ. ૧૪૯૨ના ઓગષ્ટ મહીનાની ત્રીજી તારીખ એ કોલમ્બસના આયુષ્યનો સોનેરી દિવસ કહી શકાય. એ દિવસ, જગતના ઇતિહાસમાં પણ મોટા મહત્વનો છે. આ દિવસે સ્પેનના પૅલોસ બંદર ઉપરથી ' સાન્ટા મેરિયા " " પીન્ટા " અને " નીના " આ ત્રણ નાનાં પણ જગતમાં મશહૂર થનારાં વહાણ લઇ, એટલેંટિક મહાસાગરના વિસ્તીર્ણ જલપ્રદેશને ઓળંગવા, કોલમ્બસ નીકળી પડયો. કવિ શિરોમણી કાલિદાસના રઘુવંશના પ્રારંભમાં જ ગાયેલી લીટી " तितीर्षुः दुस्तर मोहाद् उडुपेनास्मि सागरम् । " જાણે

કોલમ્બસ માટે જ ન હોય એમ 'નાનાં વહાણ લઇને પણ કોલમ્બસે એટલેંટિક મહાસાગરમાં ઝંપલાવ્યું' એ બીના વાંચતાં આપણને થાય છે.

બધાં વહાણનો ઉપરી કોલમ્બસ હતો, છતાંયે "સાન્ટામેરિયા"નું ઉપરીપણું તેણે પૂરેપૂરૂં સ્વીકાર્યું હતું. બાકીનાં બે વહાણની જોખમદારી પોતાના બે વિશ્વાસુ અને કુશળ ખલાસીને સોંપી હતી. બીજા ખલાસીઓ તો અજાણ્યા મહાસાગરમાં જવા જરાયે સમ્મત નહોતા. માત્ર રાજાના હુકમને તાબે થઇ ન ગમતાં પણ એમને જવું પડ્યું હતું. કોલમ્બસ, આગળનો પ્રવાસ છોડી દે, એ ઉદ્દેશથી બન્ને ખલાસીઓએ ત્રીજેજ દિવસે "પિન્ટા" વહાણના સુકાનને બગાડી નાંખ્યું. પણ એને ઉપર ટપકે દુરસ્ત કરી સ્પેનની દક્ષિણે આશરે ત્રીસમા અક્ષાંસ પર આવેલા "કેનેરીઝ" ટાપુઓ સુધી લઇ જઇ ત્યાં કોલમ્બસે વહાણ નાંગર્યાં. અહીં "પિન્ટા" વહાણને સંપૂર્ણ દુરસ્ત કરવામાં લગભગ ત્રણ અઠવાડીઆં થઇ ગયાં.

મુસાફરીની શરૂઆત.

સાથીદારોની અનિચ્છા.

તારીખ છઠ્ઠી સપ્ટેમ્બરે, આ વહાણોએ આગળનો પ્રવાસ શરૂ કર્યો. કેનેરીઝ બેટ સુધીનો માર્ગ તદ્દન અજાણ્યો નહોતો, કારણ કે અહીં સુધી તો ઘણાં વહાણ આવજા કરતાં હતાં. અગળનો પ્રવાસ, હવે અજાણ્યા પ્રદેશમાં કરવાનો હતો. આ પ્રવાસમાં

અદૃશ્ય થતો જાણીતો માર્ગ.

ખરેખર કોલમ્બસે ખુબ હિમ્મત અને ચતુરાઈથી પોતાનાં વહાણ આગળ ધપાવ્યાં. તારીખ ૯ સપ્ટેમ્બરે કેનેરીઝ બેટનો કિનારો—એટલે તે વખતમાં જાણીતો પૃથ્વીનો છેડો—દેખાતો બિલકુલ બંધ થયો, એટલે સાથેના બીજા વહાણવટીઓ હિમ્મત હારી ગયા. તેમણે કોલમ્બસને પાછા ફરવા માટે બહુ બહુ વીનવણી કરી, બીજા પણ દરેક જાતના પ્રયત્નો કરી જોયા. પણ એ સાહસિક વીરના મનપર એ સઘળી યુક્તિઓની કંઇપણ અસર ન થઇ.

સપ્ટેમ્બર મહીનાની સોળમી તારીખે આ વહાણ ઉત્તર ગોલાર્ધના ઇશાન ખૂણામાંથી નૈઋત્ય ખૂણા તરફ વાતા પવનના સપાટામાં આવ્યાં તેથી પ્રવાસ ઝપાટાબંધ થવા લાગ્યો. માથા ઉપર નિર્મળ ભૂરૂં આકાશ અને નીચે ધોળા ફીણથી આચ્છાદિત થયેલ અમર્યાદિત મહાસાગરનાં મોજાં સિવાય બીજું કાંઇ પણ દષ્ટિગોચર થતું નહોતું. તથાપિ બધા ખલાસીઓ ઝપાટાબંધ થતા પ્રવાસને લીધે ઉત્સાહમાં આવી ગયા અને તેમના મ્હોં ઉપરની ઉદાસીનતા ઉડી જઇ સારી આશાને લીધે પ્રસન્નતા દેખવા લાગી.

કોલમ્બસ રોજ કેટલા માઇલનો પ્રવાસ થાય છે તેની નોંધ રાખતો હતો. આ વાતની બીજા કોઇને ખબર નહોતી. વહાણ તો પશ્ચિમ તરફ ચાલ્યાં જતાં હતાં. ધીમે ધીમે પવનનું જોર ઓછું થયું તેથી વહાણની ગતિ પણ મન્દ થઈ ગઇ.

હજી જાપાન કે હિન્દુસ્તાનના કિનારાના કંઇ ચિન્હ જણાતાં નહોતાં; અને જે સમુદ્રના ભાગમાંથી વહાણ ચાલતાં હતાં તેમાં તો લીલ, દર્ભ, બરૂ વગેરેની જાળ છવાઇ ગયેલી જણાઇ. હવે આમાંથી રસ્તો કેમ કાઢવો એ એક મોટો પ્રશ્ન થઇ પડયો.

કેટલીકવાર એમને શત્રે દૂર જમીન હોય એવો ભાસ થતો. કેનેરીઝ બેટ છોડયે જ્યારે ત્રણ અઠવાડિયાં થયાં ત્યારે એક દિવસ સંધ્યા સમયે "પીન્ટા" વહાણના કપ્તાને જમીન દેખાઇ એમ આનંદમાં આવી જઇ બૂમ પાડી. કોલમ્બસ અને બીજા ખલાસીઓએ અંતઃકરણપૂર્વક ઇશ્વરની પ્રાર્થના કરી. કારણ બીજા વહાણ " નીના " અને "સાન્ટામેરીઆ" ના ખલાસીઓને પણ થોડે દૂર જમીન છે એવો ભાસ થયો હતો.

જમીન દેખાયાનો થયેલો ભાસ.

પણ બીજે દિવસે તો જમીનને બદલે તે એક ખડક છે એમ નકકી થયું. થોડે દૂર તેના જોવામાં કેટલાંક પક્ષી આવ્યાં. આ ન્હાનાં પક્ષી સમુદ્રમાંનાં માછલાં ચાંચવડે પકડી બહાર લાવતાં હતાં અને તેમની પાસેથી એ માછલાં મોટા મચ્છ ઝૂંટવી લેતા હતા ! આમ પક્ષીઓને ઉડતાં જોઇ નજીકમાં જમીન હોવી જ જોઇએ એમ એણે અનુમાન કર્યું.

ત્રણે વહાણ પૈકી "નીના" વધારે વેગવાળું હતું. વળી સ્પેનના બાદશાહ પાસેથી મોટી બક્ષીસ, જે

નિરાશાનું સામ્રાજ્ય. વહાણુને જમીન પહેલી દેખાય તેને મળવાની હતી. એટલે એક દિવસ સવારે "નીના" વહાણ પર કપ્તાને વાવટો ચઢાવી તોપ ફોડી. આ નિશાની જમીન દેખાય તેની ખાત્રી બતાવવા પહેલેથી ઠરેલી હતી. પણ પછી તો જ્યારે જે દેખાતું હતું તે જમીન નથી એમ નકકી થયું ત્યારે બધા જ ખલાસીઓએ એક ડગલું પણ વધારે આગળ જવા ના પાડી. બધે નિરાશાનુ સામ્રાજ્ય વ્યાપી ગયું.

ખલાસીઓ નિરૂત્સાહ થઇ ગયા અને બધાએ સંપ કરી કોલમ્બસ સામે બંડ ઉઠાવ્યું. અને કોલમ્બસે હવે પાછું ફરવું જ જોઈએ એમ દબાણ કર્યું, પણ કોલમ્બસ કાંઈ ડગે તેમ નહોતો. જેમ એ લોકોએ પહેલાં કરેલી વિનવણીની કોલમ્બસ પર જરા પણ અસર નહોતી થઇ તેમ આ બંડની પણ એના દૃઢ મન પર કંઈ અસર થઇ નહિં. એણે તો બંડખોર ખલાસીનાં મન મનાવી પ્રવાસ ચાલુ જ રાખ્યો.

આશાનાં ચિન્હો. આ પ્રમાણે ધીમે ધીમે ત્રણ દિવસ પ્રવાસ થયો. અને ચોથે દિવસે સમુદ્રમાં બોરડીના જેવું ઝાડવું તણાતું આવતું જણાયું. 'સેન્ડપાઈપર' નામનાં પક્ષી પણ માથા ઉપર ઉડતાં જણાયાં અને તે દિવસે રાત્રે દશ વાગે કોલમ્બસને પોતાને દૂર આંખો દીવાનો પ્રકાશ ઘડી ઘડીમાં ઓછો વત્તો થતો જણાયો. કોલ-

મ્બસ આ વખતે હરખમાં ઘેલો થઈ ગયો નહિં. એને લાગ્યું, કે કદાચ જમીન ન નિકળે તો ફરીથી નિરાશાનું વાતાવરણ જામી જશે. છતાં દરેક જણને ધારી ધારીને એ તરફ જોવા માટે સૂચના કરી.

આખરે જમીન આવી.

રાત્રે બે વાગે " પિંટા " વહાણે ' જમીન મળી ગઈ ' એમ બધાંને જાહેર કર્યું. એટલે આખી રાત બધાં વહાણો એ જ જગાએ થોભાવવા કોલમ્બસે હુકમ આપ્યો. સવાર પડયું અને ઉઠીને જુવે છે તો તેઓ જમીનની સામેજ થોભેલા હતા એમ માલમ પડયું. એક બેટનો એ રેતીમય કિનારો હતો. અને એ કિનારા પર વસતા ત્યાંના જંગલી લોકો નાગા નાગા આમથી તેમ દોડાદોડ કરી રહ્યા હતા. થોડીવારમાં એ બધા એક જગાએ ભેગા થઈ ગયા અને આ નવા લોકો અહીં ક્યાંથી આવ્યા અને કેમ આવ્યા હશે, એ બધું આશ્ચર્યથી જોવા લાગ્યા.

કોલમ્બસને થયેલો હર્ષ.

કોલમ્બસનો આનંદ તો માતો નથી. કેમ કે સતત દશ અઠવાડિયાં સુધી પ્રવાસ કર્યા પછી, તથા કેટલીયે વાર હિમ્મત હારવાની અણી પર આવી ગયા પછી, જે આશાએ એ નિકળ્યો હતો, તે આશા ફળીભૂત થયેલી એણે આજે જોઈ. આ દિવસ તે સને ૧૪૯૨ ની ઑકટોબર મહીનાની બારમી તારીખ હતી.

---

## પ્રકરણ ૧૩

# અમેરિકાની અકસ્માત શોધ

સ્પેનના રાજાની આણ. કોલમ્બસ બધાએ વહાણના મુખ્ય મુખ્ય ખલાસીઓને સાથે લઇ એક પનાઇમાં ઊતર્યો. એ પનાઇ કિનારે લઇ જઇ, બધાએ જમીન પર ઉતર્યા અને મોટો જયઘોષ કર્યો. પછી કિનારા પર એક લાંબી લાકડી રોપી એના પર સ્પેનના રાજાનો વાવટો રાજાનું ત્રણવાર નામ દઇને ઉડતો કર્યો. આ બેટને કોલમ્બસે "સેન સેલ્વેડોર" ( પવિત્ર રક્ષક ) એવું નામ આપ્યું તથા એના પર સ્પેનના રાજાની આણ વર્તાવી.

કોલમ્બસ અને એની સાથે આવેલા માણસોને કિનારા પર આવેલા જોઇ, ત્યાંના જંગલી લોકો તરત તો ન્હાસી ગયા પણ થોડીવાર પછી પાછા આવી પહોંચ્યા.

નવીન બેટના લોકો. કોલમ્બસે આ લોકોનું વર્ણન આપ્યું છે કે, એ લોકો રંગે ઘઉં વર્ણા છે. શરીર હૃષ્ટપુષ્ટ અને ચહેરા ભરાવદાર દેખાય છે. માત્ર એમના માથા ઉપર વાળ બરછટ અને ટૂંકા ટૂંકા છે. કેટલાક લોકો પોતાના શરીર ધોળાં રંગે છે તો કેટલાક લાલ રંગે છે. કોઇ આખું જ શરીર રંગી નાખે છે તો કોઇ આંખો અને નાક જ ફક્ત રંગે છે. એ લોકોને હથિયાર શું એ ખબર નથી, કારણ મેં જ્યારે મારી તલવાર એ

લોકોને જોવા આપી ત્યારે એમણે ધાર તરફથી પકડીને જોવા માંડી અને પોતાનાં આંગળાંને ઈજા કરી.

પરંતુ આ લોકોને હોડીમાં બેસવાનું ખબર છે. આ લોકો પોતાની હોડી ઝાડનાં કોરી કાઢેલાં થડની અને ડાળિયોની બનાવે છે. થડ અને ડાળિયો એ લોકો એટલી બધી લાંબી વાપરે છે કે અકેક હોડીમાં ચાળીસથી પીસતાળીસ માણસ બેસી શકે. કેટલીક હોડીઓ વળી એકજ માણસ બેસી શકે એવડી પણ, એ લોકો રાખે છે. અને આવી હોડી ખૂબ સપાટામાં ચલાવી શકે છે કદાચ આવું હોડકું રસ્તામાં ઉંધુ થઇ જાય તો અંદર બેસનાર તરતાં તરતાં હોડકું સીધું કરી, પાણી કાઢી નાંખી ફરી પાછો એમાં જ બેસી જાય છે. હોડીમાં બેસવાની આવડત.

એ લોકોને સોનું એ શી વસ્તુ છે તે ખબર હતું. કારણ કે એમાંના ઘણાએ નાકમાં સોનાની વાળીઓ પહેરેલી હતી. મેં એમને સોના 'વિષે વધુ માહિતી આપવા નિશાનીઓ વડે સમજાવ્યું'. એ લોકોએ પણ નિશાનીથીજ જવાબ આપ્યો. એ ઉપરથી એટલું સમજાયું કે દક્ષિણમાં કોઇ એક રાજા છે અને એની પાસે સોનાનાં ઘણાં વાસણો છે. સોનું ઓળખતા હતા.

'આપણે જરૂર હિન્દુસ્તાનની આસપાસના કોઈ એકાદ બેટ પર આવી પહોંચ્યા છીએ,' એમજ કોલમ્બસને લાગ્યું. પરંતુ એની સમજ ભૂલભરેલી ભૂલ ભરેલી સમજ.

હતી. ઉત્તર અમેરિકાની દક્ષિણે આવેલા મેક્સિકોના અખાતમાં "બહામા" નામના જે ટાપુઓ આજે ઇન્ગ્લેન્ડને કબજે છે તે પૈકીનો "વેટલીંગ" નામનો ટાપુ તેજ આ કોલમ્બસનો 'સેન સેલ્વેડોર' હતો. આપણે અમેરિકા ખંડની શોધ કરી છે એનો તો એને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તો પણ જે રાજા પાસે સોનાનાં વાસણ છે એવી ખબર મળી હતી, તે રાજાનો દેશ ગમે તેમ કરી શોધી કહાડવાનો તેણે મનમાં સંકલ્પ કર્યો.

વિનિમય. 'સેન સેલ્વેડોર' ના વતનીઓને કોલમ્બસે, લાલ ટોપીઓ, કાચનાં કીડીઆં, મોતી વગેરે ચીજો ભેટ આપી. એટલે એ લોકો તો ખુશ ખુશ થઇ ગયા. એ બધી વસ્તુઓના બદલામાં કોલમ્બસને તથા એના બીજા જોડીદારોને પોપટ, સુતરના દોરાની દડીઓ, અને એવીજ બીજી ચીજો જે એ દેશમાં થતી હતી તે મળી. એમને ઘણા ખુશ કરીને, એમાંના સાત, આઠ માણસોને ભોમિયા તરીકે સાથે રાખી, કોલમ્બસ સોનાની શોધમાં નીકળી પડયો.

રસ્તામાં એને ઘણા ટાપુઓ જડી આવ્યા. તેણે દરેક પર સ્પેનના રાજા અને રાણીની આણ વર્તાવી. એક ટાપુને "ફર્નાન્ડીનો" એવું રાજાનું નામ આપ્યું. બીજાને "ઇસાબેલા" એવું રાણીનું નામ આપ્યું. ત્રીજા બેટનું વળી રાજપુત્રના નામપરથી

" જ્યુઅન " એવું નામ આપ્યું. આ બેટનું પહેલાનું નામ " કયુબા " હોઈ, હાલ પણ એજ નામે ઓળખાય છે.

" કયુબા " બેટ બીજા બધા બેટો કરતાં મોટો હતો. અને એની આજુ બાજુ આવેલા કેટલાક ટાપુઓમાં મનુષ્યભક્ષક લોકોની વસ્તી હતી. બીજા ટાપુઓના લોકોને આ મનુષ્યભક્ષક લોકોની બહુ બ્હીક લાગતી હતી. એ લોકોને " કેરીબ " એવા નામથી બીજા લોકો ઓળખતા હતા. એ લોકોનો મુલક " કેરિબીઅન " બેટ કહેવાય છે તથા એની પાસે આવેલો દરિયો "કેરિબીઅન સમુદ્ર" કહેવાય છે. "કયુબા" બેટ.

કોલમ્બસનો મનોરથ પૂરો થયો નહિં. સોનાની શોધ માટે ઘણા ટાપુઓમાં એ રખડી આવ્યો, પણ તે કંઇ એને મળ્યું નહિ. તો પણ એને બદલે મસાલા અને તેજાનાના પદાર્થો, ગુંદર, તમાકુ, કપાસ, રતાળુ, આરારૂટ અને એવી બીજી ચીજો, જે ઉષ્ણ કટિબંધમાં અને ખૂબ વરસાદ પડતો હોય એવી જગાએ ઉત્પન્ન થતી હતી, તે બધી પુષ્કળ મળી. જો કે ત્યાંના લોકો નાગા ફરતા હતા તો પણ, એ લોકો રૂમાંથી સુતર કાઢી, એની મોટી મોટી જાળીઓ વણતા હતા. ઝાડનાં બે મોટાં થડ વચ્ચે આ જાળી બાંધી એમાં એ લોકો સૂતા. રતાળાના લોટ વડે ભાખરીઓ બનાવતા. કોલમ્બસે ત્યાંથી આણેલી તમાકુનો પ્રચાર, સોનાને બદલે બીજી ચીજો મળી.

આપણા હિન્દુસ્તાનમાં પણ એક યા બીજા પ્રકારે ખુબ થયેલો જ છે.

ઘર તરફ કૂચ.

દશ અઠવાડિયાં આ પ્રમાણે જુદા જુદા બેટોમાં ફરી આવ્યા પછી, કોલમ્બસે સ્પેન દેશમાં પાછા જવાનો વિચાર કર્યો. વચ્ચે વળી "પિન્ટા" અને બીજાં બંન્ને વહાણુની મરામત કરવી પડી. એક દિવસ કોલમ્બસ થાકીને ઉંઘી ગયો હતો તે વખતે સુકાનવાળા ખલાસીએ, સુકાન એક છોકરાને સોંપી અહીં તહીં રખડવા માંડયું. તેથી પાછલી રાતે પાણીના પ્રવાહમાં વહાણ બીજી બાજુએ ઘસડાઇ ગયું અને રેતીના ઢગ સાથે અથડાઇ આડું પડી ગયું. છેવટે આ વહાણ ઉપરનો સામાન નાના મછવાની મદદથી ઘણી મહેનતે "નીના" વહાણ ઉપર લઇ જવામાં આવ્યો.

હવે કોલંબસનો બધો આધાર એકલા "નીના" વહાણ ઉપર જ રહ્યો હતો. તેથી પોતાનામાંના કેટલાક લોકોને "સેન સેલ્વેડોર" નામના ટાપુ ઉપર રાખવાની એણે વ્યવસ્થા કરી. તેમને માટે ત્યાં તેણે એક બુરજ બાંધ્યો અને ત્યાંના અસલ વતનીઓ સાથે મૈત્રિ કરાવી આપી.

અણધારી મુશ્કેલીઓ

ત્યાર પછી, કેટલાક જંગલી લોકો સહિત એ "નીના" વહાણમાં પાછો આવવા નિકળ્યો. બે દિવસ પછી તેને રસ્તામાં આવતાં "પિન્ટા" વહાણનો

મેળાપ થયો. વળી રસ્તામાં એક ટાપુ ઉપરના જંગલી લોકો સાથે મારામારીનો પ્રસંગ પણ થયો એટલે ત્યાંથી એણે તરત જ વહાણ આગળ હંકાર્યું.

“ પિન્ટા ” વહાણના સઢનો થાંભલો ભાંગી પડવાથી સઢ બંધાઈ શકતો નહોતો એટલે પ્રવાસ બહુ સાવચેતીથી કરવો પડતો હતો. કોલમ્બસે પવનની દિશા અને “ ગલ્ફસ્ટ્રીમ* ” નો યોગ્ય ઉપયોગ કરી લઈ વહાણ આગળ ધપાવ્યું.

ફેબ્રુઆરી મહીનાની શરૂઆત થઇ અને તેનીજ સાથે સમુદ્રમાં પ્રચંડ તોફાની મોજાં ઉછળવા લાગ્યાં. આવા તોફાનમાં આ નાનાં વહાણનો શો હિસાબ? છેવટે “ પિન્ટા ” વહાણ વાવાઝોડામાં સપડાઇ ડૂબી ગયું.

હવે આપણું રહેલું વહાણ, આવા વાવાઝોડામાં કેવી રીતે ટકી શકશે? અને આપણે પણ ડૂબવાનાજ. ત્યારે સમુદ્ર પર્યટનની હકીકત સ્પેનના રાજા તથા

---

* ગલ્ફસ્ટ્રીમ—અમેરિકાથી યુરોપના ઉત્તર ભાગ તરફ આટલાંટિક મહાસાગરમાં એક ગરમ પાણીનો દરિયાઇ પ્રવાહ જાય છે. આ પ્રવાહ મેક્સીકોના અખાતમાં રહીને જતો હોવાને લીધે એને અખાતી પ્રવાહ અથવા ગલ્ફસ્ટ્રીમ કહે છે. જેમ નદીના વહેણમાં વહાણ સહેલાઇથી જઇ શકે છે તેમ મહાસાગરમાં આવા દરિયાઇ પ્રવાહોનું વહેણ મોટાં ઝાહાજોને મદદ રૂપ થઇ પડે છે.

રાણીને કેમ કરી મોકલવી તેના જ વિચારમાં કોલમ્બસ મશગુલ રહ્યો. છેવટે તેણે એક જાડા કાગળ ઉપર પોતાની મુસાફરીનું બધું વર્ણન લખી કહાડયું અને એ કાગળ એક પીપમાં ઘાલી, સમુદ્રમાં તે પીપને તરતી મૂકી દીધી. તેને સંતોષ થયો કે પીપ કોઈના પણ હાથમાં આવશે અને જગતને તેના અનુભવની ખબર પડશે.

મુસાફરીનું વર્ણન લખી તે કાગળ તરતો મૂકયો.

વાવાઝોડામાંથી, સદ્દભાગ્યે તેનું વહાણ એક નિર્જન બેટ ઉપર આવી પહોંચ્યું. ત્યાં થોડા દિવસ વિશ્રાંતિ લઇ ફરી પાછો પ્રવાસ શરૂ કર્યો, અને ફરી પાછું વાવાઝોડું શરૂ થયું. સખત પવન, વરસાદ, અને હિમ પણ પડવા લાગ્યું. સમુદ્રનાં પ્રચંડ મોજાંમાં તેનું વહાણ ડામાડોળ થઇ રહ્યું અને એક વખત તો એને એમ પણ ભાસ થયો કે જાણે આખું વહાણ પવનમાં ઉંચકાઇ રહ્યું છે. આ વાવાઝોડામાંથી પણ સદ્દભાગ્યે એ બચી ગયો અને જે પેલોસ બંદરથી કોલંબસે પ્રવાસ શરૂ કર્યો હતો, તેજ પેલોસ બંદરે તા. ૧૫ મી માર્ચ ૧૪૯૩ ના રોજ તે આવી પહોંચ્યો.

આખરે પેલોસ બંદરે પાછા આવી શકયા.

કોલમ્બસનું અને તેના સાથીઓનું રાજા અને રાણીએ તથા સ્પેનદેશના સર્વ લોકોએ મળી, ધામધુમથી સ્વાગત કર્યું. આ નિમિત્તે મોટો દરબાર ભરવામાં આવ્યો, અને કોલમ્બસને માન અકરામ એનાયત કરવામાં આવ્યાં. કોલમ્બસે પોતાની સાથે

કોલમ્બસનું ધામધુમથી થયેલું સ્વાગત.

આણેલી નવાઈની ચીજો બધાંને બતાવી. સરકારે સાથે આણેલા જંગલી લોકોને પણ પ્રેમથી આવકાર આપ્યો.

કોલમ્બસની સફળ સફર અને સ્પેનિયાર્ડ લોકની ઇર્ષ્યા.

કોલમ્બસે આ પછી, ફરી ત્રણવાર આ બેટ સુધી સફર કરી હતી. તે વખતે કેટલાક નવા બેટો અને દક્ષિણ અમેરિકાના કિનારાની તેણે શોધ કરી હતી. તેની પહેલી સફર યશસ્વી નિવડી, તેથી, એની સાથે ફરીથી જવાને ઘણા લોકો તૈયાર થયા. કોલમ્બસ જન્મથી સ્પેનિયાર્ડ ન હોવા છતાં, એને દર વખત વિજય મળવાથી સ્પેનના લોકો તેની ઘણી ઇર્ષ્યા કરવા લાગ્યા.

ઇર્ષ્યાનો ભોગ બન્યો.

કોલમ્બસ વિરૂદ્ધ રાજા રાણીને કાને ખરી ખોટી, વાતો, તેમણે પહોંચાડી. એટલે, એક વાર સફર કરી જેવો તે પાછો આવ્યો કે તરત જ તેને રસ્તામાંથી કેદ કરી લેવામાં આવ્યો. પછીથી રાજાને જ્યારે ખરી વાતની ખબર પડી ત્યારે જ તે છૂટયો. એણે પોતાને થયેલું અપમાન બધાને જાહેર કર્યું. પણ તે માટે પાછળથી એને ઘણું સોસવું પડયું.

ખરે! જગત ઘણું વિચિત્ર છે. જે માણસે પોતાની હિમ્મતથી જ, અજાણ્યા મહાસાગરને ઓળંગી, નવી દુનિયાનો માર્ગ શોધી કહાડયો, અને રાજદરબારમાં મોટા ઠાઠથી જેની કદર કરી માન

અકરામ આપવામાં આવ્યાં હતાં, તેજ માણસને એક અંધારી કોટડીમાં કેટલાય દિવસ સુધી સડવું પડયું. એ દુર્દૈવની જ ઘટનાને !

ઉત્તરાવસ્થા.

કોલમ્બસની પાછલી અવસ્થા, ઘણા દુઃખમાં વીતી. ઇ. સ. ૧૫૦૬ની સાલમાં તે છેવટની સફર કરી આવ્યો; અને દુનિયામાંથી પણ એણે છેલ્લી સફર માટે પ્રયાણ કર્યું. જે વીર પુરૂષે નવી દુનિયા શોધી કહાડી તેનો અંતકાળ દયાજનક સ્થિતીમાં થયો. તે વખતે તેને, નહોતું ઘર, નહોતી સ્ત્રી, નહોતા પૈસાટકા કે નહોતું બે આંસુ સારનાર કોઇ સગુંવહાલું !

વેસ્ટ ઇન્ડિઝ.

કોલમ્બસે નવાજગતનું દ્વાર શોધી કહાડયું ખરૂં, પણ તેની સમજ પ્રમાણે, શોધાયલો બેટ હિન્દુસ્તાનની પૂર્વ તરફનો કોઇ બેટ છે એમ તેને લાગ્યા કરતું. તે ઉપરથી જ તેણે તેનું નામ, "ઇન્ડીઝ" બેટ એમ આપ્યું હતું.

પણ પછીથી હિન્દુસ્તાનની પૂર્વે આવેલા બેટ આ નહોતા એમ સાબીત થયા પછી એ બેટનું નામ "વેસ્ટ ઇન્ડીઝ" પાડવામાં આવ્યું. અર્થાત 'પશ્ચિમ તરફના ઇન્ડીઝ બેટ' એટલો જ મૂળ નામમાં ફરક કરવામાં આવ્યો; અને હિન્દુસ્તાનની પૂર્વે આવેલા બેટને "ઇસ્ટ ઇન્ડીઝ" એવું નામ અપાયું.

અહીં એક એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે કોલ-

પવન અને પ્રવાહની ગતિ.

ઝ્બસની પહેલાં એટલેંટિક મહાસાગર ઓળંગીને જવાનો પ્રયાસ કેમ થયો નહિ હોય ? કોલમ્બસના પહેલા સાહસિક અને હિમ્મતવાળા ખલાસી કોઇ નહિ થયા હોય ?

ખરૂં કારણ એમ છે, કે યુરોપ ખંડ પાસેનો સમુદ્ર અને પવનનો પ્રવાહ યુરોપ ખંડ તરફથી અમેરિકાખંડ તરફ વહેતો નહોતો, પણ અમેરિકાખંડ તરફથી યુરોપખંડ તરફ વહેતો હતો તે વખતનાં વહાણની ગતિ માત્ર આ પ્રવાહ અને પવન ઉપર જ અવલંબી રહેતી હાલની માફક તે વખતે વરાળથી ચાલનારી બોટો નહોતી. એટલે ખલાસીઓ પ્રવાહ અને પવનની ગતિ વિરૂદ્ધ ભાગ્યે જ જવા પ્રયત્ન કરતા. પવન અને પ્રવાહ જો અનુકૂળ હોત તો એકાદ વખત પણ ખલાસીની મરજી વિરૂદ્ધ પણ કોઇક વહાણ અમેરિકાના કિનારા સુધી ઘસડાઇ ગયું હોત, અને હજારો વર્ષ પહેલા આ ખંડની શોધ સહજ થઇ હોત.

---

## પ્રકરણ ૧૮

# પોર્ટુગીઝો હિન્દની શોધમાં.

પંદરમા સૈકાંના ઉત્તરાર્ધમાં યુરોપખંડમાં આઇ-બિરિયન દ્વીપકલ્પના બે મુખ્ય રાજ્યો સ્પેન અને પોર્ટુગાલ વચ્ચે, સમુદ્ર પરની સત્તા બાબત એક પ્રકારની સ્પર્ધા ચાલી રહી હતી. તેથી વહેપારને માટે યુરોપથી એશિયામા આવવા માટે કોઇ પણ જળમાર્ગની શોધ કરવાની અગત્ય જણાઇ. સ્પેન અને પોર્ટુગાલ.

ખુશ્કીનો માર્ગ તે વખતે બંધ જ થઇ ગયો હતો. તે સમયમા, આફ્રિકા ને એશિયા ખંડને જોડનારી સુએઝની સંયોગીભૂમિ વચમાં હોવાથી યુરોપમાંથી એશિયામાં આવવા માટે હાલની માફક સુએઝની નહેર થવાથી થયેલો ટૂંકો રસ્તો, અસ્તિત્વમા આવ્યો ન હોતો.

હિન્દુસ્તાન એ દ્વીપકલ્પ હોવાથી, હિન્દુસ્તાનમાં જલમાર્ગે પહોંચતાં અડચણ પડશે નહિં, એમ બધાને લાગ્યા કરતું. પણ હિન્દુસ્તાનની દક્ષિણે આવેલા સમુદ્રમા ક્યાંથી અને કેવી રીતે પ્રવેશ કરવો એ એક મોટો પ્રશ્ન થઇ પડયો હતો. યુરોપની પશ્ચિમે ફેલાયલા મોટા મહાસાગરમાં, ખૂબ હિમ્મત ભીડી, અનેકવાર પ્રવાસ કરી, ઘણા બેટોની શોધ કરી કોલમ્બસે સિદ્ધ કરી આપ્યું હતું કે મહા- હિન્દી મહાસાગરમા પ્રવેશ શી રીતે કરવો?

સાગરની પેલી પાર, યમસદન નહિં પણ જમીન જ છે. આ ટાપુઓ હિન્દુસ્તાનની પૂર્વ તરફના નહોતા; પણ તે વખતે અજ્ઞાત એવા અમેરિકાની નજીક આવેલા હતા.

પોર્ટુગાલનું પ્રોત્સાહન. જેમ કોલમ્બસને હિન્દુસ્તાનનો માર્ગ શોધવામાં સ્પેનદેશના રાજા તરફથી સહાનુભૂતિ અને અનેક પ્રકારનું પ્રોત્સાહન મળ્યું હતું, તેજ પ્રમાણે પોર્ટુગાલના રાજાએ પણ કેટલાક સાહસિક અને પ્રખ્યાત નાવિકોને ઘણી મદદ કરી હતી. પોર્ટુગાલના રાજાએ ઘણા પ્રકારની આવી મદદ નાવિકોને આપેલી, તે ઉપરાંત આ બાબતમાં પહેલ કરનાર પણ એ જ હતો. કારણ કોલમ્બસે અમેરિકા શોધી કહાડયો તે પહેલાં આ રાજાએ ઘણાંએ ચુનંદાં વહાણ મોકલ્યાં હતાં. અને તે વહાણ આફ્રિકાખંડને કિનારે કિનારે ઠેઠ દક્ષિણ સુધી જઇ આવ્યાં હતાં.

આ પોર્ટુગીઝ વહાણવટિઓના ભારે પ્રવાસોનું માન ખરેખર, પોર્ટુગાલના રાજપુત્ર હેન્રીને જ ઘટે છે. તેથી તે "નાવિકોનો નેતા" કહેવાયો હતો. તે વખતમાં નૌકાશાસ્ત્રમાં પ્રવિણ એવો એના જેવો બીજો કોઇ નાવિક નહોતો. તે ઉત્તમ પ્રકારના નકશા તૈયાર કરાવતો અને નાવિકને ઉપયોગી જુદા જુદા પ્રકારની સામગ્રીઓ શોધી કાહાડી સાહસિક નાવિકોને, નવી શોધો બદલ ઘણું ઉત્તેજન આપતો હતો.

ઇ. સ. ૧૪૮૭ ની સાલમાં, બાર્થોલોમ્યુ ડીઆઝ નામના પોર્ટુગાલના પ્રખ્યાત નાવિકે આફ્રિકાના દક્ષિણ છેડા સુધી જઇ, પોતાનાં વહાણ કિનારે કિનારે હંકારી આફ્રિકાના પશ્ચિમ કિનારાની શોધ કરી હતી. આફ્રિકાના આ છેડા ઉપર વવાઝોડામાં એને ઘણું સહન કરવું પડયું હતું. કેપ ઓફ ગુડ હોપ.

આવા વારેવારે થતાં તોફાનોને લીધે તેણે આ છેડાનું નામ " તોફાનો ભૂશિર " એમ આપ્યું હતું. પણ આ નામ પોર્ટુગાલના રાજાને ગમ્યું નહિ. ખલાસી લોક તે તરફના પ્રવાસ માટે નાઉમેદ ન થાય તે ઉદ્દેશથી તેણે આગ્રહ કરી તેનું નામ " કેપ ઓફ ગુડ હોપ " ( આશાદાયક ભૂશિર ) પાડયું.

પોર્ટુગાલના બીજા ઘણા ખલાસીઓએ લગભગ પોણોસો વર્ષ સુધી ધીમે ધીમે આફ્રિકાના પશ્ચિમ કિનારાની શોધ કર્યા કરી હતી; અને ઠેઠ " કેપ ઓફ ગુડ હોપ " સુધીનો ભાગ નકશામાં પણ બતાવ્યો હતો.

બાર્થોલોમ્યુએ "કેપ ઓફ ગુડ હોપ"ની શોધ કરી તેને દશ વર્ષ થઇ ગયાં. તેનીયે આગળ કેવો પ્રદેશ અને બીજું શું શું હશે, એની જિજ્ઞાસા ખાસ કરીને પોર્ટુગીઝ લોકોને વધારે હતી. ' કેપ ઓફ ગુડ હોપ ' વટાવીને, ઉત્તર તરફ જો જવાય તો કદાચ હિન્દુસ્તાન સાથેનો વહેપાર આપણે હાથ લાગે; એવી

મહત્વાકાંક્ષા પોર્ટુગાલના રાજાના મનમાં ઉત્પન્ન થઇ હતી.

હિન્દની શોધ બાકી હતી.

કોલમ્બસને હિન્દુસ્તાનનો માર્ગ જડયો નહોતો. એ તો હવે સ્પષ્ટ થઇ ગયું હતું. પણ જે ખંડની શોધ થઇ હતી તે કંઇ ઓછી મહત્વની નહોતી. છતાં હિન્દુસ્તાન જેવા પૂર્વના સમૃદ્ધ દેશ સાથેના વહેપારની ચાવી મેળવવી બાકી હતી. બાર્થોલિમ્યુએ કરેલી શોધ પણ પૂરતી નહોતી. તેના દેશની દક્ષિણે આવેલો આફ્રિકા ખંડ પણ અમર્યાદિત નહોતો. તે 'કેપ ઓફ ગુડ હોપ' સુધી જવાથી સાબીત થયું હતું. હવે ત્યાંથી પૂર્વ તરફના સમુદ્રમાં સહેલાઇથી પ્રવેશ થઇ શકશે અને એમ આગળ જતાં હિન્દુસ્તાન દેશ મળી આવે છે કે નહિ; તે જ હવે જોવાનું બાકી હતું.

ઇમેન્યુઅલ રાજાએ ટુકડી મોકલવા ધાર્યું.

ઇ. સ. ૧૪૯૬ ની સાલમાં પોર્ટુગાલના 'ઇમેન્યુઅલ' નામના રાજાએ હિન્દુસ્તાન તરફ જવાનો માર્ગ શોધી કહાડવા માટે, સાહસિક નાવિકોની એક ટુકડી મોકલવાનો નિશ્ચય કર્યો. બાર્થોલિમ્યુએ જો પોતાનો પ્રવાસ થોડા દિવસ આગળ ચલાવ્યો હોત તો તેને હિન્દુસ્તાન સાથેનો રેશમી વસ્ત્ર, મશાલા, સોનું, રત્ન, વગેરેનો વહેપાર હાથ લાગી ગયો હોત, અને આ દશ વર્ષમાં તો પોતાનો દેશ વહેપારની આબાદી ભોગવી કેટલોયે આગળ ધપ્યો હોત. આ વિચાર રાજાને વારે વારે આવ્યા કરતો હતો.

ઇમેન્યુઅલ રાજાએ કેટલાક અનુભવી ખલાસિ-ઓની પસંદગી કરી તેના ઉપરી તરીકે પોતાના દરબારમાંના, વાસ્કો ડી ગામાને નીમ્યો; અને ત્રણ મોટાં જહાજ, સર્વ સામગ્રી સહિત તેને સ્વાધિન કર્યાં. આ વહાણોએ એટલેંટિક મહાસાગરનાં તોફાની મોજાં, કેપ ઑફ ગુડ હોપ અગાડી કેવી રીતે ઓળંગ્યાં; ભયંકર વાવાઝોડા સાથે કેવી ટક્કર ઝીલી, અને કેવી રીતે આગળ પ્રવાસ કર્યો તે બધી વાત ખૂબ રસમય છે. આ વહાણો પૈકી બેનાં નામ, "સેન ગેબ્રીઅલ" અને "સેન રેફેલ" હતાં.

---

# પ્રકરણ ૧૫

## વાસ્કો-ડી-ગામા

જગ
વિખ્યાત
સફર.



વાસ્કો-ડી-ગામા

ઈ. સ. ૧૪૯૬ની સાલના જુલાઈ મહીનાના એક ચોખ્ખા દિવસે આ ત્રણે વહાણ પ્રવાસે નિકળ્યાં. ધોળા બગલાની પાંખ માફક તેનાં સફેદ સઢ પવનમાં ફરકતાં હતાં, અને તેના ઉપરના, લાલરંગના ક્રોસ પણ સાથે ફરફરી રહ્યા હતા. આ ખેપ ખરેખર જગવિખ્યાત નિવડી.

કિનારા ઉપર એકઠા થયેલા પોતાના દેશ બાંધવો અને રાજાના સફળ સફર ઇચ્છતા જયઘોષ વચ્ચે, સ્વદેશની કીર્તિ અમર કરવા ત્રણે વહાણોએ બંદર છોડયું. વાસ્કો–ડી–ગામા "સેન ગેબ્રીઅલ" નો કપ્તાન હતો અને "સેન રેફેલ" નો હવાલો તેના ભાઇને સોંપવામાં આવ્યો હતો. પહેલેજ સપાટે તેને વહાણમાં દુરસ્તીની જરૂર જણાઇ, પણ "કેપવર્ડ" બેટ સુધીનો રસ્તો એનો સારી રીતે જાણીતો હોવાથી, ત્યાં સુધી કંઇ પણ હરકત વગર એ લોકો પહોંચી ગયા; અને ત્યાં કેટલીક જરૂરી મરામત કરી નાંખી.

ત્યાંથી ઑગષ્ટ મહીનામાં ઈશાન ખૂણેથી વિષુવવૃત તરફ ફુંકાતા પવનની અને "કેનેરીઝ" બેટ તરફથી વિષુવવૃત તરફ વહેતા પ્રવાહની મદદથી વહાણ એટલેંટિક મહાસાગરના મધ્ય ભાગ તરફ જવા લાગ્યાં. આ વાત વાસ્કો–ડી–ગામાને પસંદ આવી; કેમકે તેના મત પ્રમાણે ગલ્ફ સ્ટ્રીમના પ્રવાહના તાણમાં સપડાઇ, વહાણ પશ્ચિમ કિનારે જાય, તેના કરતાં ઉપર પ્રમાણે દક્ષિણ તરફ ધીમે ધીમે વહાણની ગતિ થાય તે પસંદ કરવા જેવું હતું.

દિવસ ઉપર દિવસ જતાં અઠવાડિયાં અને મહીના પણ થઇ ગયા. લગભગ છન્નુ દિવસ સુધી જળ પર્યટન કર્યા પછી નવેંબર મહીનાના આરંભમાં, આફ્રિકાના કિનારા પાસે વહાણ આવી પહોંચ્યાં.

અહીંથી ' કેપ ઓફ ગુડ હોપ 'ની ભૂશિર નજીક જ હતી.

વાસ્કો–ડી–ગામાએ નજીકના ઉપસાગરના એક બંદર પાસે પોતાનાં વહાણ નાંગર્યાં અને ત્યાં આઠ દિવસ વિશ્રાંતિ લીધી. આ ઉપસાગરને તેણે " સેન્ટ હેલીના બે " એવું નામ આપ્યું. ખલાસીઓએ આરામ સાથે વહાણની બધી જાતની દુરસ્તી પણ કરી લીધી અને તેને ધોઇ સ્વચ્છ કર્યાં.

અહીં એક દિવસ કિનારા ઉપર ફરતાં ફરતાં કેટલાક ખલાસીઓની નજરે ત્યાંનો એક જંગલી માણસ દેખાયો. તે ત્યાં મધ એકઠું કરતો હતો.

ખલાસી લોકો છાનામાના લપાઇને તેની છેક નજીક જઇ પહોંચ્યા. અને બધાએ એકદમ તેના ઉપર ધસારો કરી તેને પકડી લીધો. વાસ્કો–ડી–ગામાએ આ જંગલી માણસને વહાણ પર આણી, તેને સારૂં ખાવા પીવાનું આપ્યું, અને તેને સરસ કપડાં પહેરાવી પાછો તેને ઘેર મોકલી દીધો.

હોટેનટોટ જાતના લોકો.

આ માણસ હોટનટોટ જાતિનો હતો આ જાત ઘણી ઠીંગણી અને રંગે પીળચટી હોય છે, અને ઝાડની છાલનાં કપડાં પહેરે છે. પેલા માણસના ઘેર ગયા પછી બીજે દીવસે એની જાતના ઘણા લોકો કિનારા પર આવી પહોંચ્યા. વાસ્કો–ડી–ગામાએ તે

દરેકને પણ કાંઇને કાંઇ ચીજ આપી ખુશ કર્યા. તેમની સાથે, વાસ્કો–ડી–ગામાએ પોતાના એક ખલાસીને તે લોકો કયાં રહે છે, શું ખાય છે, શું કામ કરે છે, વગેરે જોવા માટે એમની સાથે મોકલ્યો. ત્યાંના કિનારા નજીક સીલ નામની માછલીઓ થાય છે તેમાંની એક પકડી તે લોકોએ તેનું માંસ રાંધી પોતે ખાધું અને આવેલા પરોણાને પણ ખવરાવ્યું.

આ ખલાસીના મનમાં તે લોકો વિષે બીજું વધારે જાણવાની ઇચ્છા થઇ પણ તે બધા તેને કંઇક ફસાવવાના વિચારમાં છે એમ જણાયાથી તે ત્યાંથી મુઠીઓવાળીને જે નાઠો તે કિનારા ઉપર આવીને જ અટકયો. અહીં આવી એણે મોટેથી બૂમો પાડવા માંડી. વાસ્કો–ડી–ગામા એની બૂમ સાંભળી પોતે એક મછવામાં બેસી કિનારા તરફ આવ્યો, તેટલામાં જંગલી લોકો પણ કિનારા તરફ આવતા જણાયા.

કડવો અનુભવ.

વાસ્કો–ડી–ગામાએ આણેલા મછવામાં પેલા ખલાસીએ પગ મૂકયો એટલામાં તો તે બંનેના ઉપર તીરનો વરસાદ પડવા લાગ્યો. વાસ્કો–ડી–ગામાને અને તેના ત્રણ ચાર ખલાસીઓને ખરેખરી આપત્તિ આવી. પડી. પણ તેમની પાસે થોડા દારૂગોળા સિવાય બીજાં કંઇ શસ્ત્રાસ્ત્ર ન હોવાથી જેમ બને તેમ મછવો જલદી વહાણ તરફ લઇ ગયા સિવાય તેમની પાસે બીજો કંઇ ઉપાય રહ્યો નહોતો.

થોડા દિવસ પછી વાસ્કો–ડી–ગામાએ ફરી પાછાં વહાણુ આગળ હંકાર્યાં. સામો પવન હોવાથી ભૂશિરનો વાંક ઓળંગવો તેને લગભગ અશકય લાગ્યો. વચ્ચે વચ્ચે વહાણુ સ્થિર થઇ જતાં એટલું જ નહિ પણુ પ્રત્યેકક્ષણે વહાણુ ઉથલી પડશે કે શું એવો ભય લાગવા માંડયો.

બધાનું ધૈર્ય ખૂટી પડયું અને પાછા ફરવાનો વિચાર કરવા મંડયા. પરંતુ સદ્દ્ભાગ્યે થોડા દિવસમાં પવનની દિશા બદલાઇ; અને જે અશક્ય લાગતું હતું તે એકાએક સુલભ બની ગયું; તથા બધા ખલાસીઓ સહિત વાસ્કો–ડી–ગામાનો આનંદ માયો નહિ. થોડા સમય પહેલાં તો એમને એમ લાગતું હતું કે નવા દેશની શોધની આશાઓ મનમાં જ રહી જશે અને અપયશ સાથે પાછા ફરવું પડશે.

આગળનો પ્રવાસ. આગળનો પ્રવાસ ફરી પાછો શરૂ થયો એમ ખલાસીઓને ખાત્રી થઇ, એટલે બધા ઉત્સાહમાં આવી ગયા. આગળ જતાં કિનારા ઉપર ક્રાઇસ્ટના ક્રોસવાળો એક થાભલો તેમની નજરે પડયો. આ થાંભલો દશ વર્ષ ઉપર બાર્થોલોમ્યુ ડીઆઝે ઉભો કરેલો હતો.

વાસ્કો–ડી–ગામાએ પોતાનો પ્રવાસ પૂર્વ બાજુને કિનારે કિનારે જ આગળ ચલાવ્યો. રસ્તામાં વચ્ચે, વચ્ચે તે દેશના લોકો સાથે મૈત્રી થાય છે કે કેમ તે

જોવા કિનારે પણ તે ઉતરતો. ડિસેમ્બર મહીનાનું આ છેલ્લું અઠવાડિયું હતું. આ દિવસો એટલે ખ્રિસ્તી લોકોના ખરેખરા ઉત્સવના દિવસો. કારણ કે આમાંના એક દિવસે તેમના ધર્માચાર્ય ઇસુ ખ્રિસ્તનો જન્મ થયો હતો.

"નાતાલ" નામ પાડયું.

આ દિવસો નાતાલના તહેવાર તરીકે ઓળખાય છે તેથી જે પ્રદેશના કિનારા પાસેથી તેનાં વહાણુ આ દિવસોમાં પસાર થયાં, તે પ્રદેશને તેણે ઇસુખ્રિસ્તના જન્મ દિવસ માટેનો પૂજ્ય ભાવ સૂચવતું, "નાતાલ" એવું નામ આપ્યું, જે હજી સુધી પ્રચલિત છે. "નાતાલ"ના કિનારા પાસેથી ઉત્તર તરફ તે કિનારે કિનારે જવા લાગ્યો.

આ કિનારા નજીક સમુદ્રનો મોઝામ્બિક નામનો ઉષ્ણુ પ્રવાહ દક્ષિણુ તરફ વહે છે, તેથી તેનાં વહાણુને અડચણુ થઇ. પણુ આ પ્રાન્ત દક્ષિણુ ગોલાર્ધમાં હોવાથી અગ્નિખૂણા તરફથી ફૂંકાતા પવનની મદદથી પ્રવાહની સામે જવામાં ઘણી સરળતા થઇ.

જે જે પૂર્વ કિનારાની ઉત્તરમાં વાસ્કો-ડી-ગામા ગયો, ત્યાં દરેક જગાએ જુદી જુદી જાતના લોકો તેના જોવામાં આવ્યા. પહેલાં તો તેને ઉંચા કાળા અને નાગા લોકો મળ્યા. તેમણે હાથપગનાં ઘરેણાં તરીકે તાંબાના તારની કડીઓ પહેરી હતી. કેટલાકે તો હોઠમાં કાણાં પાડી કલાઇના ટુકડા લટકાવેલા હતા.

મર્સી નદીની ઉત્તર તરફના લોકો.

મર્સી નદીના મુખ આગળ એક મહીનો રહી વાસ્કો–ડી–ગામાએ બધાં વહાણની બરાબર દુરસ્તી ફરી કરી લીધી. આ વખતે કેટલાક ખલાસી માંદા પડયા હતા તેમને પણ વિશ્રાન્તિ મળી. મર્સી નદીની ઉત્તરના પ્રદેશમાં વાસ્કો–ડી–ગામાને જરા જુદા પ્રકારના પણ કંઇક સુધરેલા લોક મળ્યા. આ લોકોએ સુતરેલ કપડાં પહેરેલાં હતાં, વળી ઘણા દૂરના પ્રદેશના પ્રવાસથી એ લોકો માહિતગાર પણ હતા.

તેઓ એશિયાખંડના ઇરાન, અફઘાનિસ્તાન, હિન્દુસ્તાન વગેરે દેશો સાથે વ્યાપાર કરતા હતા. આ આરબ લોકોએ આફ્રિકાના પૂર્વ ભાગમાં એક ઠેકાણે વસવાટ પણ કર્યો હતો. હિન્દી મહાસાગર ઉપરનો ચાલનારો વહેપાર, ઘણોખરો, આમના હાથમાં જ હતો.

વાસ્કો–ડી–ગામાનાં સુખ સ્વપ્ન.

મોઝામ્બિક શહેરમાં હિન્દુસ્તાનથી આણેલી વિવિધ વસ્તુઓથી ભરેલાં સેંકડો વહાણ વાસ્કો–ડી–ગામાની દૃષ્ટિએ પડયાં ત્યારે તેનો આનંદ માયો નહિ. હવે આપણે હિન્દુસ્તાનનો કિનારો જરૂર હાથ ધરીશું એમ તેને ખાત્રી થઇ. અને આજસુધી યુરોપના કોઇ પણ પુરૂષને જે સાધ્ય ન થયું તે આપણા દેશને હવે હાથવેંતમાં મળી આવશે તથા યુરોપ ને એશિયા સાથેના વ્યાપારની ચાવી મળવાથી આપણો દેશ સમૃદ્ધિની ટોચે તરત પહોંચશે, એવાં સુખસ્વપ્ન તેને આવવા લાગ્યાં. પરંતુ સ્વપ્ન અને સત્યસૃષ્ટિમાં

કેટલો ફેર છે તેનો અનુભવ વાસ્કો–ડી–ગામાને તરત જ થયો.

આરબો ચેતી ગયા.

આરબલોકોએ તેમના તરફ પહેલી મિત્રતા બતાવી એ વાત ખરી; પણ જેમ નિશાળના વર્ગમાં બે હોંશિયાર વિદ્યાર્થીઓ વચ્ચે જે સ્પર્ધા જણાઇ આવે છે, તેવી જ સ્પર્ધા વ્યાપારીઓમાં પણ હોય છે. આ યુરોપિયન લોકોને જો એકવાર હિન્દુસ્તાનનો જળમાર્ગ ખબર પડયો, તો જે આજસુધીનો નિરંકુશ વ્યાપાર પોતાના હાથમાં છે, તે તરત જતો રહેશે અને પેટ પૂરતું પણ સાધન નહિ રહે એવો વિચાર આરબોના મનમાં આવ્યો હોવો જોઇએ. નહિ તો વાસ્કો–ડી–ગામા સાથે જે વેર તેમણે બાંધ્યું તેનું બીજું કારણ શું હોઇ શકે ?

વાસ્કો–ડી–ગામા, એ એક ચાંચિયાનો ઉપરી છે અને તે સમુદ્ર ઉપરનાં વહાણ લૂંટવા આવ્યો છે. એવી વાત તેમણે બધે ફેલાવી. આથી વાસ્કો–ડી–ગામા જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેને ઘણો ઉપદ્રવ અને કષ્ટ વેઠવાં પડયાં.

લડાઇ.

વાસ્કો–ડી–ગામાએ મોઝામ્બિક શહેરમાંથી બે આરબ નોકરો ભોમિયા તરીકે સાથે લઇ લીધા. પણ બીજે દિવસે પ્રવાસ શરૂ કરતા પહેલાં તે બેમાંનો એક આવ્યો નહિ. તેને બોલાવવા માટે તેણે ખલાસીઓ સહિત બે મછવા કિનારા પર મોકલ્યા.

મછવા કિનારા સુધી પહોંચ્યા નહિ તેટલામાં તો તીર કામઠાથી સજ્જ થયેલા આરબોથી ભરેલા છ મછવા તેમને સામા મળ્યા. વાસ્કો-ડી-ગામા પાસે કેટલીક તોપો અને થોડો દારૂ ગોળો હતો તે આ અણીને વખતે તેને ઘણો કામ લાગ્યો.

આરબોની આવી લડાઇની તૈયારી જોઇ, વાસ્કો-ડી-ગામાએ એકદમ તોપનો મારો ચલાવવાનો હુકમ આપ્યો. તોપ ફુટતાં જ આગળ લોકો ગભરાયા અને જેમ તેમ ત્યાંથી ન્હાસી છૂટયા. અને વાસ્કો-ડી-ગામાએ પણ એ કિનારો તાબડતોબ છોડયો.

મીઠું પાણી ખલાસ

કિનારો છોડયો પણ તે વખતે પવન અનુકૂળ નહોતો, અને મીઠા પાણીના જથાની ખાસ જરૂર હતી. તેથી વાસ્કો-ડી-ગામાએ કિનારા નજીક વહાણ હંકાર્યાં. પણ આરબલોકો તેમને નીચે ઉતારવા દે ત્યારેને ? ફરી પાછો તેને તોપોનો આશ્રય લેવો પડયો; અને કેટલાક હિમ્મતવાળા ખલાસીઓએ કિનારા પર જઇ થોડું મીઠું પાણી ભરી આણ્યું.

બીજે દિવસે ફરી પાછી પાણી માટે જ તકરાર થઇ, એટલે વાસ્કો-ડી-ગામાએ એ શહેર ઉપર જ હલ્લો કરવાનો વિચાર નક્કી કર્યો. આરબલોકો પણ તલવાર, ભાલાં, તીરકામઠાં અને ગોફણો સહિત તૈયાર જ હતા. એટલે કિનારા પરથી તેમણે ગોફણ-

માંથી વાસ્કો-ડી-ગામાનાં વહાણુ ઉપર પત્થરનો મારો ચલાવ્યો. વાસ્કો-ડી-ગામાએ ફરી પાછો તોપોનો પૂરેપૂરો ઉપયોગ કર્યો એટલે આરબ લોકોનું કાંઇ ચાલ્યુ નહિં. આ હલ્લામાં તેને બે આરબ નોકર ખૂબ કામ લાગ્યા હતા.

આ ઉપરથી વાસ્કો-ડી-ગામાએ અનુમાન બાંધ્યું કે જેમ આરબ લોકોને બંદુક, તોપો કે દારૂગોળાનો ઉપયોગ ખબર નથી, તેમ હિન્દુસ્તાનનો દેશ જેની સાથે આ લોકોનો ભરપૂર વ્યાપાર ચાલે છે તેમને પણુ આવા દારૂગોળાના ઉપયોગની ખબર નહિં હોય.

દારૂગોળાનો ઉપયોગ.

હિન્દુસ્થાન સંપત્તિવાળો અને સમૃદ્ધ દેશ છે, પણુ ત્યાંના લોકને સંહારક અસ્ત્રોની કંઇ ખબર નહિ હોય. એટલે મારામારી લઢાઇ વગેરેના પ્રસંગો ઉભા થતાં આપણુને આપણો દારૂગોળો અસંખ્ય લોકોને વશ કરવામાં ખૂબ ઉપયોગી થશે એમ તેને લાગેલું. આરબ લોકોને તેની પાસેથી જે અનુભવ મળ્યો તે ઉપરથી બધાયે સ્હે ખાઇ જશે એમ તેણે ધાર્યું, અને થયું પણુ તેમજ. કારણુ ત્યાર પછી કોઇ લોક તેની આડે આવ્યા નહિં.

મોમ્બાસા.

થોડા દિવસ પછી ફરી પાછું વાસ્કો-ડી-ગામાએ ઉત્તર તરફ હંકાર્યું. અને લગભગ એક અઠવાડિયા પછી તે એક મોટા બંદર પાસે આવી પહોંચ્યો. એ

બંદર તે આફ્રિકાના પૂર્વકિનારા ઉપરનું મોમ્બાસા બંદર. આજે પણ એ એજ નામથી મશહૂર છે.

અહીંના રાજાએ વાસ્કો–ડી–ગામાને ભેટ તરીકે એક ઘેટું, થોડી મોસંબી, લીંબુ અને શેરડી મોકલ્યાં. અને વાસ્કો–ડી–ગામાને જે જે વસ્તુની જરૂર હશે તે તે વસ્તુ પૂરી પાડવામાં આવશે એવો સંદેશો પણ મોકલ્યો. વાસ્કો–ડી–ગામાને આ આદર સત્કાર તરફ સંશય આવ્યો. “ રાજા આપણી સાથે સાચેસાચ મિત્રાચારી કરવા માગે છે કે કાંઇ દગો તો નહિં હોય ? ” છેવટે વિશ્વાસ ન રાખવો એજ સલામતી ભર્યું છે એમ તેને લાગ્યું.

આખરે કેદીઓએ જુલમથી બચવા દરિયામાં પડતું મૂકયું. તેજ રાત્રે મોમ્બાસા શહેરના લોકોએ વાસ્કો-ડી-ગામાનાં વહાણ પર એકાએક છાપો મારવાનો પ્રયત્ન કર્યો; પણ તેમાં તેઓ ફાવ્યા નહિં. કારણ વાસ્કો-ડી-ગામાએ વહાણ પરના બધા માણસોને સાવધ રાખ્યા હતા.

"મેલીન" બંદરે સાચો સત્કાર.

આ પ્રદેશમાં વાસ્કો-ડી-ગામાએ પછીથી વધારે દિવસ ગાળ્યા નહિં. એણે ઉત્તર તરફ કિનારે કિનારે, "મેલીન" બંદર સુધી રસ્તો કાપ્યો. અહીંના રાજપુત્રે તેનું અંતરના ભાવથી સ્વાગત કર્યું. ભેટ ઉપર ભેટ અને નજરાણાં સામસામા અપાયાં અને લેવાયાં. સુખ સમાધાનમાં આ બંદર ઉપર દશ દિવસ ગાળ્યા પછી હિન્દુસ્તાન તરફ જવાની પોતાની ઇચ્છા તેણે રાજપુત્રને દર્શાવી.

રાજપુત્ર તરફથી ભોમિયા મળ્યા, એટલે એણે સિદ્ધો પૂર્વ તરફ હિન્દી મહાસાગર ઓળંગી જવા વિચાર કર્યો. મેલીન બંદરેથી ત્રણ અઠવાડિયાં સતત પ્રવાસ કર્યા પછી, તેવીસમે દિવસે એને સંહ્યાદ્રિ પર્વતનાં ઉંચા ઉંચા શિખરોની દૂરથી ઝાંખી થઇ, અને ઇ. સ. ૧૪૯૭ ના મે મહીનાની તેવીસમી તારીખે હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પરના કાલિકટ બંદર ઉપર એનાં બધાં વહાણ સુરક્ષિતપણે આવી પહોંચ્યાં. લીસ્બનથી કાલિકટ બંદર સુધી એણે લીધેલા માર્ગનો નકશો પૃષ્ઠ ૫૯ પર આપવામાં આવ્યો છે.

## પ્રકરણ ૧૯

## હિંદના કાલિકટ બંદર ઉપર

ફ્તેહનો આનંદ. વાસ્કો–ડી–ગામાના હર્ષનો પાર રહ્યો નહિં. પોર્ટુંગાલ છોડયે તેને પૂરેપૂરા અગિયાર મહીના થઇ ગયા હતા. અગિયાર મહીનાના લાંબા પ્રવાસ પછી પણ જે ઉદ્દેશથી તેણે અજાણ્યા ભાગની શોધ માટે ઝંપલાવ્યું હતું, તે ઉદ્દેશ આખરે સિદ્ધ થયેલો જોઇ તેની આંખમાં હર્ષાશ્રુ ઉભરાયાં.

ખરેખર ! વૈભવ સંપન્ન હિન્દુસ્તાન દેશ સાથે ચાલનારા યુરોપખંડના બધા દેશનો વ્યાપાર, પોતાની માતૃભૂમિ પોર્ટુંગાલમાંથી જ હવે પછી થશે, અને તેને લીધે પોર્ટુંગાલની જાહોજલાલી એકદમ ઉદય પામશે, એ વિચારથી એનું સ્વદેશ પ્રેમી હૃદય પ્રફુલ્લ બને એમાં શી નવાઇ ?

કાલિકટ. હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પરના મુંબાઇ બંદરમાં જે વૈભવ આજે નજરે પડે છે, તે વૈભવ પંદરમા અને સોળમા સૈકામાં કાલિકટ બંદરમાં જણાતો. દક્ષિણ હિન્દુસ્તાનના પશ્ચિમ તરફના દેશનો બધો વ્યાપાર, એટલે કે તજ, લવીંગ, સુંઠ, મરી, રત્ન, કાપડ વગેરે વસ્તુઓનો વેપાર, આ કાલીકટ બંદર મારફતેજ થતો.

યુરોપખંડમાંથી કેટલાક ગોરા લોક આપણા બંદરમાં દાખલ થયા છે એ વાત બધે ફેલાઇ ગઇ; અને ઠેઠ રાજાને કાને પણ પહોંચી. વાસ્કો ડી ગામાએ પોતાના બે વિશ્વાસુ માણસોને " હમે યુરોપખંડના પોર્ટુગાલ દેશના રાજાનો મહત્ત્વનો સંદેશો લઇ સતત અગિયાર મહીના સમુદ્રપર પ્રવાસ કરી, અહીં સુધી આવી પ્રહોંચ્યા છીએ, " એવા સંદેશા સહિત રાજા પાસે મોકલ્યા. રાજાએ પણ એક દરબારી અધિકારીને વાસ્કો ડી ગામાને દરબારમાં સન્માન સહિત તેડી લાવવા મોકલ્યો.

નવીન અનુભવ.

વાસ્કો ડી ગામાએ પોતાના દેશની પદ્ધતિ પ્રમાણે ઉત્તમ તરેહના નકશીદાર ઉંચી જાતનાં કપડાં પહેર્યાં અને માથાપર હેટ ઘાલી, સાથે પોતાના તેર ખલાસીઓને લીધા. પછી દરબારમાં આવવા નિકળ્યો. તેને દરબારમાં આણુવા માટે મ્યાનો મોકલાવવામાં આવ્યો હતો. માણસોથી ઉપડાતા વાહનમાં બેસીને આવવાની તેને ઘણી ગમ્મત પડી.

વળી ત્યાંના કાળા અને પીળચટા લોકોને અર્ધા નગ્ન સ્થિતિમાં જોઇ તેને ઘણું આશ્ચર્ય થયું. કમર સુધીનાંજ કપડાંથી ઢંકાયલાં શરીર, પુરૂષોના કાનમાં સોનાની કડીઓ, સ્ત્રીઓના ગળામાં સોનાના દાગીના, હાથમાં સોનાની પાટલીઓ અને આંગળિયો ઉપર હીરાજડિત વીંટીઓ જોઇ એને ઘણું જ આશ્ચર્ય થયું.

તેજ પ્રમાણે પરદેશમાંથી આવેલા વિચિત્ર ગોરા લોકો કેવા છે તે જોવાને મળેલાં લોકોનાં ટોળેટોળાંની રસ્તાપર ઠઠ જામી હતી. તેમાંથી રજવાડા પાસે તો એટલા બધા લોકોનો જમાવ થયો હતો કે વળી મુશ્કેલીએ ભીડમાંથી અંદર જવાનો રસ્તો તે કરી શકયો.

દરબારમાં. રાજા એક નાના દિવાનખાનામાં લીલા મખમલથી આચ્છાદિત સિંહાસન પર ભરગચ્છીના ભરેલા સફેદ બગલાની પાંખ જેવા ગદેલા પર પડેલો હતો. અને સિંહાસન પર સોનેરી છત્ર હતું. રાજાની નજીક એક મોટું સોનાનું ટાટ, સોપારી અને પાનના સામાન સહિત પડેલું હતું. રાજા પાનની બીડીઓ ચાવ્યા કરતા હતા; અને પાસે પડેલી સોનાની પીકદાનીમાં

નહોતો. તેથી દુભાષિઆ દ્વારા તેણે જણાવ્યું કે, "એક રાજા પાસેથી આણેલો સંદેશો બીજા રાજાથીજ સાંભળી શકાય, એવી અમારે ત્યાં પદ્ધતિ હોવાથી મારો સંદેશો બધા સમક્ષ હું કહી શકીશ નહિં." તેથી વિનંતિ કે 'મારો સંદેશો રાજાએ એકાંતમાં સાંભળવો.'

રાજાએ તેની વિનંતિને માન આપી પાસેના દિવાનખાનામાં એને બોલાવ્યો તથા બંનેની વાતચીત પછી બંને રાજ્યો સાથે મૈત્રિ અને સલાહસંપ રાખવાનું નક્કિ થયું. તથા વધારામાં પોતાના દેશના લોકોને હિન્દુસ્તાન સાથે વહેપાર કરવાની પરવાનગી પણ રાજા પાસેથી તેણે માગી લીધી. હિન્દ સાથે વહેપાર કરવાની પરવાનગી લઇ લીધી.

છતાં આ વખતે તેણે સાથે આણેલો માલ, હલકા પ્રકારનો હોવાથી તેનું કોઇ ઘરાક થયું નહિ. વાસ્કો ડી ગામાએ રાજાને નજરાણા તરીકે આણેલી વસ્તુઓમાં પટી પટીવાળાં કપડાંનાં બાર નંગ, કિરમજી રંગની ચાર કાનટોપી, પરવાળાની ચાર માળા, મોં ધોવાનાં છ બેઝીન, સાકરની એક પેટી, તેલનાં બે પીપ, અને મધનાં બે માટલાં વગેરે પરચુરણ વસ્તુઓનો સમાવેશ થતો હતો. નજરાણું.

રાજા તરફથી જે અધિકારીને આ જોવા માટે મોકલવામાં આવ્યો હતો, તે તો આ વસ્તુઓ જોઇજ

તેજ પ્રમાણે પરદેશમાંથી આવેલા વિચિત્ર ગોરા લોકો કેવા છે તે જોવાને મળેલાં લોકોનાં ટોળેટોળાંની રસ્તાપર ઠઠ જામી હતી. તેમાંથી રજવાડા પાસે તો એટલા બધા લોકોનો જમાવ થયો હતો. કે ઘણી મુશ્કેલીએ ભીંડમાંથી અંદર જવાનો રસ્તો તે કરી શકયો.

દરબારમાં. રાજા એક નાના દિવાનખાનામાં લીલા મખમલથી આચ્છાદિત સિંહાસન પર ભરગચ્છીના ભરેલા સફેદ બગલાની પાંખ જેવા ગદેલા પર પડેલો હતો. અને સિંહાસન પર સોનેરી છત્ર હતું. રાજાની નજીક એક મોટું સોનાનું ટાટ, સોપારી અને પાનના સામાન સહિત પડેલું હતું. રાજા પાનની બીડીઓ ચાવ્યા કરતા હતા; અને પાસે પડેલી સોનાની પીચદાનીમાં થોડી થોડી વારે પીચકારી મારતા હતા. વાસ્કો ડી ગામા તો આ બધો નવીન દેખાવ જોઇ આભોજ બની ગયો.

વાસ્કો ડી ગામાને અને તેની સાથે આવેલા તેના જોડીદારોને એક ઓટલા પર બેસાડવાનું કહેવામાં આવ્યું. અને તેમની આગળ નારિયેળ, કેળાં વગેરે ફળફળાદિથી ભરેલાં ટાટ મૂકવામાં આવ્યાં. પછી વાસ્કોડી ગામા તેના રાજા પાસેથી શો સંદેશો લાવ્યો છે તે દરબાર સમક્ષ રજૂ કરવા ફરમાવવામાં આવ્યું.

વાસ્કો ડી ગામાને સંદેશો બધા સમક્ષ કહેવો

નહોતો. તેથી દુભાષિઆ દ્વારા તેણે જણાવ્યું કે, " એક રાજા પાસેથી આણેલો સંદેશો બીજા રાજથીજ સાંભળી શકાય, એવી અમારે ત્યાં પદ્ધતિ હોવાથી મારો સંદેશો બધા સમક્ષ હું કહી શકીશ નહિં. " તેથી વિનંતિ કે ' મારો સંદેશો રાજાએ એકાંતમાં સાંભળવો. '

રાજાએ તેની વિનંતિને માન આપી પાસેના દિવાનખાનામાં એને બોલાવ્યો. તથા બંનેની વાતચીત પછી બંને રાજ્યો સાથે મૈત્રિ અને સલાહસંપ રાખવાનું નક્કિ થયુ. તથા વધારામાં પોતાના દેશના લોકોને હિન્દુસ્તાન સાથે વહેપાર કરવાની પરવાનગી પણ રાજા પાસેથી તેણે માગી લીધી. હિન્દ સાથે વહેપાર કરવાની પરવાનગી લઇ લીધી.

છતાં આ વખતે તેણે સાથે આણેલો માલ, હલકા પ્રકારનો હોવાથી તેનું કોઇ ઘરાક થયું નહિ. વાસ્કો ડી ગામાએ રાજાને નજરાણા તરીકે આણેલી વસ્તુઓમાં પટી પટીવાળાં કપડાંનાં બાર નંગ, કિરમજી રંગની ચાર કાનટોપી, પરવાળાની ચાર માળા, મોં ધોવાનાં છ બેઝીન, સાકરની એક પેટી, તેલનાં બે પીપ, અને મધનાં બે માટલાં વગેરે પરચુરણ વસ્તુઓનો સમાવેશ થતો હતો. નજરાણું.

રાજા તરફથી જે અધિકારીને આ જોવા માટે મોકલવામાં આવ્યો હતો, તે તો આ વસ્તુઓ જોઇજ

રહ્યો; અને મશ્કરીમાં આંખ મીચકારી વાસ્કો ડી ગામાને કહેવા લાગ્યો; “ અમારા વૈભવસંપન્ન રાજ્યને આવી વસ્તુઓનો તે નજરાણો હોય ? તમે પોર્ટુગાલ દેશના બળવાન રાજા સાથે મૈત્રિ કરાવવાનો સંદેશો લાવી તેની સાથે અમારા રાજા સમક્ષ આવી હલકી વસ્તુઓ ધરો છો ? અમારે અહીંનો એક સાધારણ વહેપારી પણ, રાજાને આના કરતાં ઘણીયે મૂલ્યવાન વસ્તુઓનું નજરાણું કરે છે. ”

વાસ્કો-ડી-ગામાને મનમાં ઘણું ખરાબ લાગ્યું. પણ એની પાસે કોઇ પણ સુંદર કે કિંમતિ ચીજ નહોવાથી તે લાચાર હતો.

આનું પરિણામ એ આવ્યું, કે બીજે દિવસે જ્યારે તે રાજાને મળવા આવ્યો, ત્યારે તેને અંદર જવાની પરવાનગી મળતા સુધી, બહાર ચાર કલાક બેસી રહેવું પડયું. પણ પોર્ટુગાલના રાજાએ જે પત્ર આપ્યા હતા, તે આ રાજાને આપ્યા પછી તેને ઘણો લાભ મળ્યો.

આરબોની ઇર્ષ્યા.

વાસ્કો ડી ગામાએ જે માલ પોતાની સાથે આણ્યો હતો તે નજ વેચાયો. એનું એક બીજું પણ કારણ હતું. આજ સુધી આ બંદરથી ચાલનારો વહેપાર ફક્ત આરબ લોકોજ કરતા. તેમને આ નવા વહેપારી માણસો જોઇ, પોતાના વહેપારમાં ડખલ થવાની બીક

લાગી. એટલે એ લોકોએ વાસ્કો ડી ગામાના માલને ખૂબ વખોડી કાઢયો.

માલ વેચાયો તો નહિં, પણ એને પાછો લઇ જવાની પણ પરવાનગી મળી નહિં. કારણ, આરબ લોકોએ આ અરસામાં રાજાને મળી, વાસ્કો ડી ગામા વિરૂદ્ધ બહુ બહુ વાતો બનાવીને રાજાના કાન ખરેખરા ભંભેર્યા. એ વાત એટલે સુધી વધી ગઇ કે "વાસ્કો ડી ગામા એક મોટી રકમનો દંડ ભરે નહિ ત્યાં સુધી તેણે આ બંદર છોડવું નહિ" એવો હુકમ રાજાએ એને મોકલી આપ્યો.

જ્યારે વાસ્કો ડી ગામાએ "અમે સ્વદેશ જઇએ છીએ." એવું કહેવા પોતાના એક માણસને રાજા પાસે મોકલ્યો, ત્યારે તેજ માણસને રાજાએ કેદ કરી લીધો. વાસ્કો ડી ગામા પણ ચતુર પુરૂષ હતો. એનું વહાણ જોવા કેટલાક માણસો આવ્યા હતા તેમને એણે કેદ કરી લીધા. અને કહેવડાવ્યું કે "જો તમે મારા માણસને સુખરૂપ પહોંચતો નહિ કરો તો આ બધાં માણસોને હું મારી સાથે લઇ જઇશ."

આની ધારી અસર થઇ. રાજાએ પેલા માણસને તાબડતોબ છોડી મૂકયો. અને તેની સાથે પોર્ટુગાલના રાજાને આપવા મિત્રાચારી સંબંધી એક કાગળ પણ લખી આપ્યો. પોતાનો માણસ પાછો આવ્યો છતાં વાસ્કો ડી ગામાએ પેલાં પકડેલાં માણસોને છોડયાં

નહિં. કારણ કે હજી સુધી એનો માલ પાછો લઇ જવાની પરવાનગી મળી નહોતી.

સ્વદેશ પ્રતિ પ્રયાણ

પકડેલા મનુષ્યોને સાથે લઇ સ્વદેશ જવા તેણે પ્રયાણ કર્યું. પણ પવન બીલકુલ બંધ પડી જવાથી એનાં વહાણ અટકી પડયાં. બહુ પ્રયાસ કર્યો પણ ઉતાવળથી તેનાથી જઇ શકાયું નહિં. આ સંધિ જોઇ, કાલીકટ બંદરેથી ત્યાંના માણસોનાં સત્તર વહાણો એ વાસ્કો ડી ગામા પર હલ્લો કર્યો. પણ એટલામાંજ એકા એક વાદળ ચઢી આવ્યું અને વાવાઝોડાનો સપાટો લાગવાથી વાસ્કો ડી ગામાનાં વહાણ ભરસમુદ્રમાં વહેતાં થઇ ગયાં; એમ એને ઇશ્વરે બચાવી લીધો.

ઑગષ્ટ મહીનો પૂરો થવા આવ્યો હતો. નારિયેળી પૂનમ ગઇ હશે અથવા બહુ પાસે આવી હશે નારિયેળી પૂર્ણિમાના તહેવારનું મહત્વ ખાસ કરીને મછવા, હોડી તથા જહાઝ રાખનાર વ્યાપારીને, તેમજ એ વડે માલ લાવ લઇજા કરે છે તેમને કેટલું બધું હોય છે, તે તો આજે પણ આપણા હિન્દુસ્તાનમાં રહેતા દરેક હિન્દુ, મુસલમાન તેમજ પારસીને પણ ખબર હશેજ. કારણ કે નાળિયેરી પૂર્ણિમા પછી ત્રણ ચાર મહીના સુધી તોફાની થયેલો અરબીસમુદ્ર શાંત રહે છે, અને હોડી મછવા વગેરે નિર્ભયપણે આમથી તેમ ફરવા માંડે છે.

વાસ્કો ડી ગામાને આ અનુકૂળ સમય આપો આપ મળી જવાથી સ્વદેશ તરફનો એનો પ્રવાસ ઝપાટાબંધ થવા લાગ્યો. સ્વદેશ છોડયે એને એક વર્ષ થઇ ગયું હતું. અને પાછા આવતાં એક વર્ષ લાગ્યું. એટલે ૧૪૯૮નો સપ્ટેંબર માસ શરૂ થઇ ચૂકયો.

આ મુસાફરીમાં વાસ્કો ડી ગામાનો પૉલ નામનો ભાઇ અને બીજા કેટલાક લોકો મરી ગયા. એની સાથેના બીજા બચેલા માણસોની પણ બહુ બુરી હાલત થઇ હતી. વળી હિન્દુસ્તાનમાંથી કંઇ માલ આલ પણ એનાથી આણી શકાયો નહિ.

આ બધું ખરૂં, પણ હિન્દુસ્તાન જવાનો માર્ગ શોધી કહાડી હિન્દુસ્તાનને કિનારે પહોંચી જઇ, આજસુધી માત્ર કલ્પનામાં રહેતાં અનુમાનોને શકય અને સત્ય સિદ્ધ કરી બતાવી એણે પોતાના રાષ્ટ્રનું ખૂબ માન વધાર્યું. આ ઉપરથી જ જ્યારે તે સ્વદેશ પાછો આવ્યો ત્યારે, પોર્ટુગાલના રાજાએ એનો બહુ આદર સત્કાર કર્યો અને તેને એક વર્ષાસન બાંધી આપ્યું.

વાસ્કોડી-ગામાના કામની કદર.

ત્યાર પછી તરત જ આફ્રિકા ખંડ અને હિન્દુસ્થાન સાથે પોર્ટુગાલ દેશનો વહેપાર ખૂબ ચાલવા લાગ્યો. પોર્ટુગાલે વળી પોતાની વિરૂદ્ધ થનાર શહેરોને તથા બંદરોને જીતી પોતાને કબજે કરી

લીધાં. હિન્દુસ્તાન સાથેનો તેમનો વહેપાર બીજા પાશ્ચાત્ય રાષ્ટ્રોના આક્રમણથી ધીમે ધીમે ઓછો થતો ગયો, તો પણ હજી સુધી કેટલાક પ્રાન્ત અને બંદર એમને કબજે છે. દિવ, દમણ અને ગોવા એ એમનાં ત્રણ સંસ્થાન હાલમાં હિન્દુસ્તાનમાં સૌ કોઇને જાણીતાં છે જ.

વેનિસની પડતી. પોર્ટુગાલ દેશે હિન્દુસ્તાન સાથે લેવડદેવડ અને વહેપાર કરવાનો નવો માર્ગ શોધી કહાડયો; તેને લીધે વેનિસ શહેરના વહેપારને બહુ મોટો ધોકો લાગ્યો. આજસુધી પૂર્વ અને પશ્ચિમના ખંડો વચ્ચેનો બધોજ વહેપાર આ શહેર મારફત જ થતો હતો. એટલે નવા માર્ગની વાત જ્યારે ત્યાંના લોકોએ સાંભળી ત્યારે ત્યાંના વહેપારીઓ, વિજળીનો આચકો લાગ્યો હોય તેવા સ્તબ્ધ બની ગયા. અને ખરેખર, વેનિસ શહેરની વ્યાપાર લક્ષ્મી પોર્ટુગાલના મુખ્ય શહેર લીસ્બનમાં વસવાટ કરવા ચાલી નીકળી.

---

પ્રકરણ ૧૭

## મસાલાના બેટની શોધમાં

ઇ. સ. ૧૪૯૨ માં કોલંબસે આટલાંટિક મહાસાગર ઓળંગવાનું પરાક્રમ કરી દેખાડયું. ત્યારે પશ્ચિમને રસ્તે થઇને હિન્દુસ્તાનની પૂર્વે આવેલા કોઇ બેટની જ આપણે શોધ કરી છે એવું એને ખાત્રીપૂર્વક લાગ્યું હતું; અને તેથી જ શોધાયલા ટાપુનું નામ એણે " ઇન્ડીઝ " આપ્યું હતું. મસાલાના બેટ.

તે જ પ્રમાણે વાસ્કો–ડી–ગામાએ આફ્રિકાના દક્ષિણ છેડાનો વાંક વટાવી, હિન્દી મહાસાગર ઓળંગી હિન્દુસ્તાનનો પશ્ચિમ કિનારો પ્રત્યક્ષ શોધી કહાડયો. વાસ્કો–ડી–ગામાની પછી કેટલાક બીજા ખલાસીઓએ, ખાસ કરીને હોલાંડના ડચ અને ડેન્માર્કના ડેન્સ ખલાસીઓએ–હિન્દુસ્તાનનો દક્ષિણ છેડો વટાવી હિન્દના અગ્નિ ખૂણા તરફ આવેલા જાવા, સુમાત્રા, બોર્નિઓ, સેલબીજ અને મલાક્કા વગેરે ટાપુઓ શોધી કહાડી, એમની સાથે મસાલા અને તેજાનાના પદાર્થોનો વેપાર શરૂ કર્યો હતો. મસાલાની વસ્તુઓનો વેહેપાર શરૂ થયો માટે એ બેટને " મસાલાના બેટ " એવું નામ આપવામાં આવ્યું.

આ " મસાલાના બેટો " એ આખી દુનિયામાં મોટી નામના મેળવી છે. કારણ આ બેટોનો વેપાર

તે વખતના જાણીતા દેશોમાં ખૂબ જોરમાં ચાલતો હતો. એટલું જ નહિં, પણ આ બેટની શોધ કરવા જતાં બીજા ઘણા દેશોની શોધ અકસ્માત થઈ ગઈ, એટલા માટે પણ એ બેટસમુહને પ્રખ્યાતી મળી છે.

ધર્મગુરૂ પોપની સત્તા. એનો ઈતિહાસ ટૂંકો સરખો છે. પંદરમા સૈકાના અંતમાં નવા દેશો શોધી કઢાવવાનું કામ હાથમાં લેનાર યુરોપ ખંડમાં પાસે આવેલા સ્પેન અને પોર્ટુગાલ એ બે દેશો મુખ્ય હતા. એ બેની વચ્ચે પણ સ્પર્ધા ચાલી જ રહી હતી; કારણ બંન્ને જણને સામ્રાજ્ય વધારવાની હોંસ એક સરખી જ હતી. પરંતુ આ બાબતમાં ખ્રિસ્તીઓના મુખ્ય ધર્મગુરૂ રોમના પોપની આખરની સંમતિ લીધા સિવાય કોઈ પણ નવો પ્રદેશ પોતાનો છે એમ એક પણ રાજાને કહેવાની સત્તા નહોતી. કારણ કે તે વખતે રોમના પોપની સત્તા યુરોપના દરેક રાજા પર ચાલતી અને દરેક બાબતમાં એનો નિર્ણય છેવટનો ગણાતો.

પૃથ્વીની વહેંચણી. આ સમયમાં પૃથ્વી ગોળ છે એ વાત ધીમે ધીમે બધા માનતા થઈ ગયા. એ વાત સર્વમાન્ય થઈ એટલે ભૂગોળના બે ભાગ–ગોલાર્ધ–પાડવા એમ નક્કી થયું. પછી પોપની સંમતિથી અકકેકો ગોળાર્ધ સ્પેન અને પોર્ટુગાલે વહેંચી લેવો. એટલે નવો શોધાયેલો

પ્રદેશ જેના ગોળાર્ધમાં આવે તેની સત્તા એ પ્રદેશ પર ગણવી, એ પ્રમાણે વહેંચણી થઇ. વહેંચણી તો કરી, પણ પૃથ્વીનું ચોક્કસ માપ તે વખતે કોઇનેયે ખબર ન હોવાથી નવો શોધાયેલો પ્રદેશ કયા ગોલાર્ધમાં આવે છે, એનો નિર્ણય કરવો અઘરો હતો. એટલે એક જ પ્રદેશ પર પોતાની સત્તા છે, એમ બન્ને જણ કહેવા લાગ્યા. અને એક બીજા સાથે લઢવા લાગ્યા. મસાલાના બેટ સંબંધિ આવોજ ઝઘડો ઉત્પન્ન થયો હતો. પોર્ટુગાલનો રાજા કહે. " આ બેટ મારા, " અને સ્પેનનો રાજા કહે, " આ બેટ મારા. "

એટલે આ બાબતનો આખરનો નિર્ણય કરી નાંખવાનું કામ સ્પેનના રાજાએ હાથમાં લીધું. આ કામ એટલે જે પ્રમાણે પૂર્વ બાજુએથી આ બેટ સુધી જતાં જતાં જેટલા માઇલનું અંતર કાપવું પડતું હતું, તેટલું જ અંતર પશ્ચિમ બાજુએથી આ બેટ સુધી જતાં કાપવું પડે છે કે વત્તુ ઓછું, તે શોધી કાઢવાનું હતું. કારણ તે વગર આ મસાલાના બેટ કયા ગોળાર્ધમાં આવે છે તે ચોક્કસ કરવું તદ્દન અશક્ય હતું.

પરંતુ આ કામ માટે એક સાહસિક વહાણવટીની જરૂર હતી. તે મેળવવો ક્યાંથી ? હવે એ સવાલ ઉભો થયો. નવાઈ જેવી વાત એ છે કે આ વિકટ કામ

પોતાને માથે વહોરી લેનાર એક પોર્ટુગીઝ ખલાસી સ્પેનના રાજાને મળી આવ્યો. એનું નામ મેગેલન. કેટલાક એને મેજીલન પણ કહે છે. જો કે સ્પેન અને પોર્ટુગાલ બન્ને વચ્ચે બનાવ નહોતો, છતાં મેગેલન આ સાહસ ઉપાડવા તૈયાર થયો અને પૃથ્વી ઉપર પોતાનું નામ અમર કરી ગયો.

મેગેલને બીડું ઝડપ્યું. પૂર્વ દિશા તરફથી પ્રવાસ કરી મસાલાના બેટ સુધી, આ મેગેલન એક બે વખત જઈ આવ્યો હતો. હવે એણે પશ્ચિમ બાજુથી એ બેટ પર પહોંચવા કમર કસી. કામ બહુજ કઠણ હતું. મેગેલને પોતાની મુસાફરી ઈ. સ. ૧૫૧૯માં શરૂ કરી. એટલે કોલંબસે પહેલવહેલાં એટલેંટિક મહાસાગર ઓળંગવાનું બીડું ઝડપેલું તે વાતને આજ સતાવીશ વર્ષ થઈ ગયાં હતાં. એટલે આજ સુધીનાં ૨૭ વર્ષના ગાળામાં અનેક ખલાસીઓ અનેકવાર કોલંબસે શોધેલા "ઇંડીઝ" બેટ સુધી જઈ આવ્યા હતા. અને એ બેટ ખરેખરા "ઇંડીઝ બેટ" નહોતા તે પણ એ લોકોએ સિદ્ધ કરી આપ્યું હતું.

ભૂગોળનું વધેલું જ્ઞાન. એટલેંટિક મહાસાગરની પૂર્વે જેમ યુરોપ અને આફ્રિકા આવેલા છે, તેવી જ રીતે ઉત્તર અને દક્ષિણ અમેરિકા નામના બે ખંડ એટલેંટિક મહાસાગરની પશ્ચિમ બાજુએ છે, એવી શોધ થયેલી હતી. અને કોલંબસે જેને "ઇંડીઝ" બેટ એ નામ

આપેલું હતું તે બેટ ઉત્તર અને દક્ષિણ અમેરિકાની મધ્યમાં આવેલા મેકસીકોના અખાત માંહેના બેટનો એક સમુદાય હતો, તે પણ હવે સ્પષ્ટ થયું. તેથી જ આ બેટને "વેસ્ટ ઇન્ડીઝ" એવું નામ આપવામાં આવ્યું.

કોલંબસે અમેરિકા ખંડ શોધી કહાડયો ખરો, પણ એ શોધેલો પ્રદેશ આટલો મોટો વિસ્તીર્ણ ભૂખંડ હશે એવો તેને સ્વપ્નેયે ખ્યાલ નહોતો. અમેરિકાની ખરી માહિતી લાવનાર ફ્લોરેન્સનો રહેવાસી "અમેરિગો વ્હેસપુકસી" નામનો એક નાવિક હતો. તેણે અમેરિકાની કેટલી સફરો કરી અને કેવી રીતે બધા પ્રદેશની ચોક્કસ માહિતી મેળવી તેનું વર્ણન ઘણું રસમય છે. એના નામ પરથી જ આ ખંડનું નામ અમેરિકા ખંડ પડયું. અમેરિકા નામ શી રીતે પડયું.

અમેરિકા ખંડની પ્રદક્ષિણા કરી પશ્ચિમ તરફ કેવી રીતે જવું તથા પશ્ચિમે આવેલા વિસ્તીર્ણ મહાસાગરને ઓળંગવા કેટલા દિવસ થશે એ જ પ્રશ્નો મેગેલનને ગૂંચવતા હતા. વચલા ગાળામાં 'વાસ્કોનુંનેઝ-દ-બાલબોઆ' નામના એક હિમ્મતવાન ખલાસીનું વહાણ પનામાની સંયોગીભૂમિના પૂર્વ કિનારા ઉપર ભાગવાથી તે સહેજ પોતાના મિત્રો સહિત આજુબાજુનો પ્રદેશ કેવો છે, તે જોવા નજીકના ડુંગરના શિખર પર ચઢી ને જોવા લાગ્યો.

ળાના દિવસની શરૂઆત થઈ એટલે દક્ષિણ તરફ આશરે પચાસમા અક્ષાંશની પાસે આવેલા એક બંદર પરજ આખો શિયાળો ગાળવા મેગેલને નક્કી કર્યું. આ બંદરને “ સેંટ જ્યૂલિઅન ” એ નામ આપવામાં આવ્યું.

‘પેટેગોન’ નામના પ્રચંડ લોક. આ બંદર પર રહેતે રહેતે બે મહીના થવા આવ્યા, તોયે મેગેલન કે તેના ખલાસીઓના જોવામાં એકે મનુષ્ય પ્રાણી આવ્યું નહિ. પણ પછી એકાએક એક વખત એક ખૂબ લાંબો પહોળો અને ઉંચો માણસ એમના જોવામાં આવ્યો. આ માણસ આનંદથી ગાતો ને નાચતો જણાયો. થોડી થોડી વારે કૂદકા પણ મારવા લાગ્યો. એ એટલો બધો ઉંચો હતો કે મેગેલન અને તેના ખલાસીઓ એની કમર સુધી આવતા હતા. એનો અવાજ જંગલી પ્રાણી જેવો ભયાનક અને બીહામણો હતો. મેગેલને આ માણસ સાથે મૈત્રિ કરી દીધી.

પનામાની સંયોગી ભૂમિ.

જે પ્રદેશ ઉપર તે લોકો ઉભા હતા, તે પ્રદેશ ઘણો જ સાકડો હતો. અને પશ્ચિમ બાજુએ એટલો મોટો વિસ્તીર્ણ મહાસાગર તેમણે દીઠો કે આશ્ચર્યચકિત થઇ એમનાથી બોલી જવાયું, "આ વળી કયો મહાસાગર ? આ પણ એટલાંટિક મહાસાગરની પ્રમાણે પશ્ચિમ તરફ પ્રસરેલો જણાય છે. તે વળી કયાંયે સુધી હશે તે કોણ જાણે ? તેમ બોલતાની સાથે તેમને બીજો વિચાર સ્ફૂર્યો કે હિન્દુસ્તાન. ચીન, અને જાપાન વગેરે દેશો આ મહાસાગરની પેલી પાર તો નહિં હોય ?

તેના રાજાને પસંદ પડી નહોતી, તેજ પ્રમાણે આ રાજાને પણ તેની યોજના જરાયે ગમી નહિં. પરંતુ તેથી નાસીપાસ ન થતાં કોલમ્બસની પેઠે આ સાહસિક નાવિક સરદારે પણ પોતાની યોજના સ્પેન દેશના રાજા સમક્ષ આણી અને પોતાનું નશીબ અજમાવ્યું.

સ્પેનના રાજાને આ કામ હાથમાં લેવાનું ઘણા વખતથી મન હતું. પણ કોઈ સાહસિક નાવિક તેને મળતો નહોતો. એટલે તે તો મેગેલનની યોજનાથી ઘણો જ ઉલ્લાસમાં આવી ગયો. તેને આ માર્ગ શોધી કહાડી ભૂગોળનો બરાબર અર્ધો ભાગ નક્કી કરવાની ઘણી જ જરૂર હતી. તેને મસાલાના બેટ પોતાના અર્ધા હિસ્સામાં જરૂર આવશે એમ લાગતું હતું. એ વાત જો ખરી ઠરે તો એની રિદ્ધિસિદ્ધિનો પાર નહિ રહે એવા એને અપાટાબંધ વિચાર આવી ગયા. મેગેલને તેના આ વિચારને અણચિંતવ્યો ટેકો આપ્યો.

---

પનામાની સંયોગી ભૂમિ.

જે પ્રદેશ ઉપર તે લોકો ઉભા હતા, તે પ્રદેશ ઘણો જ સાંકડો હતો. અને પશ્ચિમ બાજુએ એટલો મોટો વિસ્તીર્ણ મહાસાગર તેમણે દીઠો કે આશ્ચર્યચકિત થઇ એમનાથી બોલી જવાયું, "આ વળી કયો મહાસાગર? આ પણ એટલાંટિક મહાસાગરની પ્રમાણે પશ્ચિમ તરફ પ્રસરેલો જણાય છે. તે વળી કયાંયે સુધી હશે તે કોણ જાણે? તેમ બોલતાની સાથે તેમને બીજો વિચાર સ્ફૂર્યો કે હિન્દુસ્તાન, ચીન, અને જાપાન વગેરે દેશો આ મહાસાગરની પેલી પાર તો નહિં હોય?

આ વિચારથી બાલબોઆને અને તેના અનુયાયીઓને ઘણો જ આનંદ થયો. આવી અમૂલ્ય શોધનો વિચાર અચાનક થઇ આવવા માટે તેમણે અંતઃકરણપૂર્વક પ્રભુની પ્રાર્થના કરી અને હાથમાં તલવાર લઇ બાલબોઆએ મહાસાગરના ઠંડા પાણીમાં પ્રવેશ કરી "આ મહાસાગર સ્પેનના રાજાની માલકિનો આજથી થયો" એમ જાહેર કર્યું. એજ બાલબોઆનું મૃત્યુ ત્યાર પછી ચાર વર્ષે આજ જગાયે થયું હતું એ ખેદની વાત છે.

પોતાના રાજાએ કામ ન આપ્યું.

મેગેલને પશ્ચિમ તરફથી જઈને પૂર્વ તરફ આવેલા મશાલાના બેટો તરફ જવાનો માર્ગ શોધી કહાડવાની પોતાની યોજના પોર્ટુગાલ દેશના રાજા સમક્ષ મૂકી. પણ જે પ્રમાણે કોલમ્બસની, યોજના

તેના રાજાને પસંદ પડી નહોતી, તેજ પ્રમાણે આ રાજાને પણ તેની યોજના જરાયે ગમી નહિં. પરંતુ તેથી નાસીપાસ ન થતાં કોલમ્બસની પેઠે આ સાહસિક નાવિક સરદારે પણ પોતાની યોજના સ્પેન દેશના રાજા સમક્ષ આણી અને પોતાનું નશીબ અજમાવ્યું.

સ્પેનના રાજાને આ કામ હાથમાં લેવાનું ઘણા વખતથી મન હતું. પણ કોઇ સાહસિક નાવિક તેને મળતો નહોતો. એટલે તે તો મેગેલનની યોજનાથી ઘણો જ ઉલ્લાસમાં આવી ગયો. તેને આ માર્ગ શોધી કહાડી ભૂગોળનો બરાબર અર્ધો ભાગ નક્કી કરવાની ઘણી જ જરૂર હતી. તેને મસાલાના બેટ પોતાના અર્ધા હિસ્સામાં જરૂર આવશે એમ લાગતું હતું. એ વાત જો ખરી ઠરે તો એની રિદ્ધિસિદ્ધિનો પાર નહિ રહે એવા એને ઝપાટાબંધ વિચાર આવી ગયા. મેગેલને તેના આ વિચારને અણચિંતવ્યો ટેકો આપ્યો.



## પ્રકરણ ૧૮

## ભૂપરિક્રમણ કરનાર મેગેલન

તૈયારી, રાજાની સમ્મતિતો મળી પણ બધી તૈયારી કરવા માટે મેગેલનને ઘણો ત્રાસ વેઠવો પડયો. તેનાં પોતાનાં પાંચ વહાણ તો ઘણી મુસાફરી કરી આવેલાં હોવાથી તદ્દન જીર્ણ થઇ ગયાં હતાં તેને આવા લાંબા પ્રવાસ માટે તૈયાર કરતાં તેને ઘણું કષ્ટ પડયું.



ફર્નિનાન્ડ મેગેલન

વળી આટલો બધો દૂરનો, જોખમકારક અને

દુઃખદાયક પ્રવાસ કરવા માટે તેની સાથે આવવા કોઇ ખલાસી ખુશી નહોતો. પોતાની મેળે કોણ આવે ? કારણ પગારે પૂરેપૂરો મળવાનો નહોતો. વળી જાણીતા માર્ગથી મસાલાના બેટો સાથેનો વહેપાર ક્યારનોયે ચાલી રહ્યો હતો. તેથી જાણી જોઇને અજાણ્યે માર્ગે જવા કોઇ ખલાસી તૈયાર નહોતો. આખરે ઘણું ઘણું સમજાવી મોટી બક્ષિસોની લાલચ આપી, ગમે તેમ કરી, જુદા જુદા રાજ્યોમાંથી બસો સીત્તેર ખલાસી એણે મહામહેનતે એકઠા કર્યા.

લઢાઇ માટે જેમ મારી ઠોકીને રંગરૂટ ( રીક્રુટ ) તૈયાર કરી લશ્કર જમાવવામાં આવે છે તેવો જ આ પ્રકાર બન્યો હતો. મેગેલન પાસે "ત્રિનીદાદ," 'સેન એન્ટોનિયા,' 'સેન્ટીએગો,' 'કનસેપ્શન,' અને 'વિકટોરિયા' નામનાં પાંચ વહાણ હતાં. તેમાં સૌથી મોટું "ત્રિનીદાદ" હતું. અને તેનું વજન ૧૧૦ ટન હતું. સૌથી નાનું વહાણ 'વિકટોરિયા' માત્ર પંચાશી ટનનું હતું. પણ નવાઇની વાત છે કે આ બધાંયે વહાણમાંથી પૃથ્વીની પહેલી પૂર્ણ પ્રદક્ષિણા કરનાર તે આ વિકટોરિયાજ હતું. મેગેલનનાં વહાણ.

સને ૧૫૧૯ની સાલના સપટેંબર મહીનાની વીસમી તારીખે આ વહાણનો કાફલો "સેવીલી" બંદર ઉપરથી ઉપડયો. મેગેલને પોતાની પત્ની તથા નાનાં બાળકની પ્રેમપૂર્વક વિદાય લીધી. અને પોતાની મુસાફરી શરૂ કરી.

મેળેજ સૌનો ઉપરી બની ' ત્રિનિદાદ ' વહાણ ઉપર ચઢી ગયો. પછી એણે, સ્પેનના રાજાનું સોનેરી નિશાન ફરકાવતાં બધાની આગળ પોતાનું વહાણ હંકાર્યું. તેની પાછળ બીજાં વહાણ પણ નીકળી પડયાં. ત્રિનીદાદ વહાણના પાછલા ઉંચા ભાગ ઉપર મેગેલને સતત બળતા અગ્નિની વ્યવસ્થા કરી હતી. તે એટલા માટે કે પાછળ આવનાર વહાણને અગ્નિની ઝળકતી જ્યોત માર્ગદર્શક થાય.

શરુઆત-નો સુખરૂપ પવન.

આ વહાણોએ હંમેશના નિયમ મુજબ કેનેરી બેટથી કેપવર્ડ બેટ સુધીનો પ્રવાસ જાણીતા માર્ગે જ કર્યો. અને વહેપારી પવનની મદદ મળી જવાથી આટલો પ્રવાસ ઘણા સુખમાં, આનંદમાં અને ત્વરાથી થઇ શકયો. કેનેરી બેટમાંથી અન્ન સામગ્રી તથા બીજી જોઇતી ચીજો ભરી લેવામાં આવી. સાથે મેગેલને થોડીક 'મળી' પણ કોઇ વહાણમાં કાણાં પડે તો દુરસ્ત કરવા લઇ લીધી.

વિષુવવૃત પરનો હવા વગરનો પ્રદેશ.

કેપવર્ડ બેટ મૂકયા પછી આ વહાણ નૈઋત્ય ખૂણા તરફ અજાણ્યા મહાસાગરમાં દક્ષિણ અમેરિકાને આશરે આશરે માર્ગ કાપવા લાગ્યાં. વહાણ જેમ જેમ વિષુવવૃત્ત નજીક પહોંચવા લાગ્યાં તેમ તેમ વ્યાપારી પવનનું જોર કમી થવા લાગ્યું, તે એટલે સુધી કે આગળ જતાં સમૂળગો પવન જ બંધ થઇ ગયો.

આ પ્રદેશ તે વિષુવવૃત્ત પરનો નિર્વાત પ્રદેશ. અહીં પવનનું તો નામ જ ન મળે.

એટલે પ્રખર ઉન્હાળાના તાપથી ત્રાસેલાં વહાણુ, જાણે સ્તબ્ધ બની ગયાં. સઢનો કાંઈજ ઉપયોગ થતો નહોતો. લાકડાનાં પાટિયાંની ફાટોમાંથી ડામર ધોવાઇ જઇ પાણીના પરપોટા દેખાવા લાગ્યા. એટલામાં દક્ષિણ ગોલાર્ધના અગ્નિ ખૂણા તરફથી ફૂંકાતા વ્યાપારી પવનનો લાભ મળવા માંડયો.

પણ આગળ આ પવનનું જોર એટલું બધું વધી પડયું કે વહાણ એકાદ ખડક સાથે અથડાઇ ભાગીને ચૂરેચૂરા થઇ જશે. અથવા વહાણ ડૂબી જશે એવી ભીતિ તેમને રહેવા લાગી.

ખોરાકની હવે તૂટ પડવા લાગી હતી; અને પીવાના પાણીમાં પણ ખરાબ ગંધ આવવા લાગી. આ બધાને લીધે ખલાસી લોકો ત્રાસી ઉઠયા. ને એમણે બંડ કર્યું. મેગેલન, જાતે પોર્ટુગીઝ હોવાથી, સ્પેન દેશના ખલાસીઓએ તેને મારી નાંખવાનું કાવત્રું રચવા માંડયું. પણ મેગેલનનાં અસામાન્ય ધૈર્ય અને હિમ્મત આગળ એમનું કાંઇ ચાલ્યું નહિ. બંડ સમાવ્યું.

એક બે જણને કેદ કરવાથી બધું બંડ આપોઆપ શમી ગયું. નવેંબર મહીનાની આખરે બ્રાઝીલ દેશનો કિનારો તેને દેખાવા લાગ્યો. ત્યાંથી હવે અન્ન

પાણીનો ભરપૂર જથો મળશે એવી આશા બંધાઇ ને બધાના મનમાં પાછો ઉત્સાહ આવ્યો.

ડીસેમ્બરમાં ઉન્હાળો. ડિસેમ્બર મહીનાના પહેલા અઠવાડિયામાં આ બ્રાઝીલ દેશના કિનારા પર–મકરવૃત્તની પાસે આવેલા અને આજે “ રિઓ ડી જેનીરો ”ને નામે ઓળખાતા પ્રસિદ્ધ બંદર પર–આ વહાણો આવી પહોંચ્યાં. એ બંદર આજે બ્રાઝીલ દેશમાં પ્રથમ વર્ગનું રાજ્યધાનીનું શહેર ગણાય છે. ડિસેમ્બરના ક્રિસ્ટમસના દિવસોમાં ખૂબ ટાઢ પડે છે. પણ આ બંદર પર તો સખત ઉન્હાળો ચાલતો હતો. એ જોઇ આ લોકોને ખૂબ નવાઇ લાગી.

બ્રાઝીલ દેશનો ખોરાક. વળી અહીંનો ખોરાક પણ આ લોકોને વિચિત્ર લાગ્યો. કારણ કે આ ખલાસીઓને ત્યાંના મૂળ વતનીઓ પાસેથી ખાવાના જે પદાર્થો મળ્યા, તે તદ્દન નવા જ હતા. એમણે એ પદાર્થો એમની જીંદગીમાં પહેલ વહેલી વખત જ જોયા. અનેનાસ ફળ જોઇ તેમને અચંબો જ થયો. તે પ્રમાણે દુધના માવા જેવો સ્વાદિષ્ટ પદાર્થ પણ ખાવા મળ્યો. આ પદાર્થ એક ઝાડના થડમાંથી નીકળતો હતો.

લોકો. અહીંના લોક રંગે જરા તપખીરિયા રંગના કહી શકાય. પોતાની કમરની આસપાસ વિંટાળેલાં પોપટનાં પીછાં એજ માત્ર એમનું વસ્ત્ર હતું. દરેક જણે નીચલા હોઠમાં મોટાં બાકાં પાડી આંગળી

જેટલા જાડા પત્થરના કટકા ઘરેણા તરીકે પહેર્યા હતા. પોતાના નાનાં બચ્ચાંને એક સુતરાઉ ઝોળીમાં સુવાડી બૈરાં એ ઝોળી વાંસે બાંધી દેતાં. એટલે કામકાજ કરવા માટે એમના બન્ને હાથ છૂટા રહી શકતા.

મેગેલને ક્રિસ્ટમસના તહેવારો આ જગાએ જ ઉજવ્યા. આ જગાએથી અન્નપાણીના કોઠાર ભરી લઇ મેગેલન પોતાના અનુમાન પ્રમાણે આ ભૂખંડના દક્ષિણ છેડાની પ્રદક્ષિણા કરવાના ઇરાદાથી દક્ષિણ તરફ વળ્યો. ત્રણ અઠવાડિયાં પ્રવાસ કર્યા પછી જમીનનો ભાગ પશ્ચિમ તરફ વળતો એને માલમ પડયો. એટલે આજ ઠેકાણે દક્ષિણ અમેરિકાનો દક્ષિણ છેડો આવ્યો હશે એમ તેને લાગ્યું. એટલે પોતાનાં વહાણ હવે એણે પશ્ચિમ તરફ હંકાર્યાં.

એક દિવસ અચાનક મીઠા પાણીનો પ્રવાહ તેના જોવામાં આવ્યો. અને જાન્યુઆરી મહિનામાં "રીવર-દ-લા-પ્લાટા" નામની નદીના મુખ આગળ એનાં વહાણ આવી લાગ્યાં. નદીનો પટ માઇલો મુધીનો પહોળો હોવાથી, સામેનો કિનારો દેખાતો નહોતો. નદી ઓળંગ્યા પછી ફેબ્રુઆરી અને માર્ચ એ બે મહિના સુધી દક્ષિણ તરફ અમેરિકાને કિનારે કિનારેજ એનાં વહાણોએ મુસાફરી કરી. એપ્રીલ મહીનો શરૂ થયો તે વખતે આ ગોળાર્ધમાં શિયા-

સેંટ જ્યુલિયન.

ળાના દિવસની શરૂઆત થઈ. એટલે દક્ષિણ તરફ આશરે પચાસમા અક્ષાંશની પાસે આવેલા એક બંદર પરજ આખો શિયાળો ગાળવા મેગેલને નક્કી કર્યું. આ બંદરને "સેંટ જ્યૂલિઅન" એ નામ આપવામાં આવ્યું.

'પેટગોન' નામના પ્રચંડ લોક.

આ બંદર પર રહેતે રહેતે બે મહીના થવા આવ્યા, તોયે મેગેલન કે તેના ખલાસીઓના જોવામાં એકે મનુષ્ય પ્રાણી આવ્યું નહિ. પણ પછી એકાએક એક વખત એક ખૂબ લાંબો પહોળો અને ઉંચો માણસ એમના જોવામાં આવ્યો. આ માણસ આનંદથી ગાતો ને નાચતો જણાયો. થોડી થોડી વારે કૂદકા પણ મારવા લાગ્યો. એ એટલો બધો ઉંચો હતો કે મેગેલન અને તેના ખલાસીઓ એની કમર સુધી આવતા હતા. એનો અવાજ જંગલી પ્રાણી જેવો ભયાનક અને બીહામણો હતો. મેગેલને આ માણસ સાથે મૈત્રિ કરી દીધી.

ત્યાર પછી એની જાતના એના જેવા બીજા ઘણા માણસો ત્યાં આવવા લાગ્યા. એ લોકો કપડાંને ઠેકાણે શરીર પર ચામડાં વીંટતા તથા બૂટની જગાએ પણ ચામડાં જ પહેરતા. મૂળ તો પગ મોટા અને તેના પર ચામડાં વીંટાળેલાં એટલે રાક્ષસ જેવા તેમના પગ દેખાતા હતા. એ ઉપરથી મેગેલને આ લોકોનું

'પેટેગોન' એટલે "પ્રચંડ પગવાળા" એવું નામ પાડયું. અને આજે પણ આ દેશ "પેટેગોનિયા" એ નામથી જ ઓળખાય છે.

મેગેલનના મનમાં આ લોકોમાંથી થોડાકને પોતાની સાથે સ્પેન લઇ જવાની ઇચ્છા થઇ. એટલે એમાંના બે માણસને પકડી પોતાના વહાણમાં ચઢાવી દીધા. એ લોકોનાં થોડાં બૈરાં પણ સાથે લેવાનો વિચાર થવાથી પોતાના કેટલાક માણસોને બૈરાં પકડી લાવવા મોકલ્યા. પણ બૈરાં એ જગાએથી નાશી ગયાં અને પુરૂષોએ ભેગા થઇ, આવનાર ખલાસીઓ ઉપર બાણની વૃષ્ટિ કરી એમાંના એક જણને મારી પણ નાંખ્યો. ખલાસીઓ પાસે બંદુકો હતી. પણ આ પ્રચંડ લોક એટલા ચપળ હતા કે એક જગાએ સ્થિર તો રહે જ નહિ; અને એટલી ઝડપથી પગલાં ઉપાડતા કે બંદુકની નેમ તાકી શકાય નહિં. ભલભલા લોકોને પણ પાછળ પાડી નાંખે એટલી ઝડપથી એ લોકો દોડી શકતા.

'હજી આપણે બહુ દિવસ મુસાફરી કરવી પડશે' એવું લાગવાથી મેગેલને અન્ન તથા પાણી કરકસરથી વાપરવા બધાંને હુકમ કર્યો. આ વાત ઘણાને ગળે ઉતરી નહિં. ખાસ કરીને સ્પેનિશ ખલાસીઓ મનમાંથી એના પર બહુ દ્વેષ રાખતા. એમણે બીજા લોકોને ચઢાવ્યા અને મેગેલનને મારી ઠાર કરવાની

યુક્તિ રચી. પરંતુ આ વખતે પણ મેગેલને બંડ સમાવી દીધું. એમાના બે આગેવાનોને દેહાત દંડની શિક્ષા કરી અને બીજા બેને એ કિનારા પર છોડી મૂકયા આવું કર્યા પછી એના હુકમનો અનાદર કરવા કોઈએ હિંમત કરી નહિં.

આગળનો પ્રવાસ. સેંટ જ્યૂલિયન બેટ પર પાંચ મહીના ગાળ્યા પછી ઑકટોબર મહીનામાં મેગેલન આગળના પ્રવાસે નિકળ્યો. ઑકટોબર મહીનામાં અહીં વસંત ઋતુ ચાલતી હતી. એનું એક વહાણ વાવાઝોડામાં સપડાઈ ભાગી તૂટી જવાથી હવે એની પાસે ચાર વહાણ બાકી રહ્યાં. ભાગેલા વહાણ પરનો બધો માલ સામાન તથા તેમાંના લોકોને સુરક્ષિતપણે બીજાં વહાણો પર ચઢાવી દેવામાં આવ્યાં, અને એકલા વહાણને જ બૂડવા દીધું. સાઠેક માઈલની મુસાફરી પછી એક નાની નદીના મુખ આગળ એ બધા આવી પહોંચ્યા. આ જગાએ એણે બે મહીના ગાળ્યા. આ નદીનાં માછલાં ખોરાક તરીકે એને ઠીક ઉપયોગમાં આવ્યાં. મેગેલને આ જગ્યાએથી ફરી પાછી અન્ન અને પાણીની ખર્ચી ભરી લીધી.

---

## પ્રકરણ ૧૯

# મેગેલનની સામુદ્રધુનિ

ત્રણેક દિવસ પ્રવાસ કર્યા પછી, દક્ષિણ અમેરિકાના છેક દક્ષિણ છેડાની પ્રદક્ષિણા કરતી વખતે જે રસ્તો એણે અનુમાનથી મનમાં નક્કી કર્યો હતો તે અનુમાન સત્ય ઠરવાનાં ચિન્હો એને દેખાવા લાગ્યાં. આ જગ્યાએ સમુદ્રનો ભાગ જમીનમાં ઠેઠ અંદર સુધી ગયેલો એને લાગ્યો. અમેરિકાની પૂર્વે અને પશ્ચિમે જે મહાન જલાશયો આવી રહેલાં છે, તે બન્નેને જોડનાર આ સામુદ્રધુનિજ હોવી જોઇએ એવું એણે અનુમાન બાંધ્યુ હતું. તે અનુમાન આખરે સત્ય નિવડ્યું. હાલમાં આ સામુદ્રધુનિનું નામ "મેગેલનની સામુદ્રધુનિ" એવું આપી તેના શોધકનું નામ દુનિયામાં અમર કરવામાં આવ્યું છે. સામુદ્રધુનિની શોધ.

અખૂટ ધૈર્ય હોવું, એક વસ્તુની પાછળ નિરાશ ન થતાં મંડયા રહેવું, ગમે તેવા પ્રસંગે હિમ્મત ન હારતાં બહાદૂરીથી એ પ્રસંગ સાચવી લેવો એ બધા ગુણો સંશોધકોમાં હોવા જોઇએ. તેમ દીર્ઘદ્રષ્ટિ વાપરી અનુમાન બાંધવું એ ગુણ પણ તેમનામાં હોવો જોઇએ. આ અનુમાન ખોટાં નથી પડતાં એમ નથી, પરંતુ અનુમાન ખોટું ઠરે ત્યારે નિરાશ ન થતાં હિમ્મત ખોવી નહિં અને હાથમાં

10

લીધેલા કામને છેવટ સુધી પકડી રાખવાનો ગુણ તો અવશ્ય હોવો જ જોઇએ. મેગેલને રીવર-દ-લા-પ્લાટા આગળ બાંધેલું અનુમાન ખોટું પડયું હતું તે આપણે જોઇ જ ગયા. છતાં એણે હાથમાં લીધેલું કાર્ય અધવચ છોડી દીધું નહિં.

પ્રવેશ. સામુદ્રધુનિ જડી આવી, પણ આ ખરેખરી સામુદ્રધુનિ જ છે કે બીજું કંઇ ? તે, સામુદ્રધુનિ ઓળંગ્યા સિવાય કેવી રીતે ખબર પડે ? મેગેલને આ સામુદ્રધુનિમાં પ્રવેશ કરવાનો હુકમ બધાંયે વહાણના કપ્તાનોને કર્યો પરંતુ આ છિછરા સમુદ્રની બંને બાજુએ બરફના પર્વત આવી રહેલા હતા અને વચમાં પાણીનાં મોજાં જોરથી ઉછળી રહ્યાં હતાં. દેખાવ સુંદર પણ બીહામણો હતો. આવી જગાયેથી રસ્તો કાપવો એટલે સાક્ષાત મૃત્યુના મુખમાં જ પ્રવેશ કરવા જેવું હતું. છતાં એમાં એમાંથી રસ્તો કરતાં કરતાં, કેટલુંક અંતર કપાયું. એટલામાં વાવાઝોડું અને તોફાન થયું. એટલે ખાડીમાં નિર્વાત જગ્યાએ બે વહાણુ થોભાવી. મેગેલન ઉભો રહ્યો; અને બીજાં બે વહાણને આગળનો રસ્તો શોધી કહાડવા આગળ મોકલ્યાં.

આગળ મોકલેલાં બે વહાણુમાંથી એક વહાણુના ખલાસીઓ આ ભયંકર દરિયો અને જીવલેણ મુસાફરીથી કંટાળી ગયા હતા. એટલે એમણે ભેગા

થઈ એ વહાણુના કપ્તાનને—જે મેગેલનનો ઓરમાન ભાઇ થતો હતો, તેને કેદ કર્યો. અને અંધારી રાતે ચુપચુપ આગળ જવાને બદલે સ્વદેશ તરફ વહાણુ હંકારી દીધું. એ વહાણુનું નામ "સેન એન્ટોનિયો" હતું. બાકી રહેલાં ત્રણુ વહાણુ સાથે એક અઠવાડિયા સુધી અખૂટ ધૈર્ય રાખી વાવાઝોડા સાથે ટક્કર ઝીલતાં ઝીલતાં મેગેલને પ્રવાસ ચાલુ રાખ્યો. ત્યારે એકાએક પશ્ચિમ તરફના દરિયામાં એમનો પ્રવેશ થઇ ગયો. એક વહાણુ સ્વદેશ તરફ નાશી ગયું.

પશ્ચિમ તરફના સમુદ્રમાં પ્રવેશ થઇ જવાથી મેગેલનનો આનંદ તો માતો નથી. આખરે જે સામુદ્રધુનિ શોધવા માટે એને આટલી બધી ખટપટ કરવી પડી હતી, તે પોતાની યોજના પ્રમાણે મળી આવી ખરી. જો કે એને ઓળંગવા માટે ચાળીસ દિવસ સુધી અદ્ધર જીવે રહેવું પડયું હતું. આ સામુદ્રધુનિમાં થઇને મુસાફરી ચાલતી હતી તે વખતે, એની ડાબી બાજુના કિનારા પર દરરોજ રાત્રે મશાલ સળગતી હોય એવું અજવાળું એના જોવામાં આવતું. આ ઉપરથી એ પ્રદેશને એણે 'ટેરા–ડેલ–ફ્યુએગો' એટલે "અગ્નિનો પ્રદેશ" એવું નામ આપ્યું. એ નામ હજી પણુ ચાલુજ છે. સામુદ્રધુનિ ઓળંગી ગયો.

આ સામુદ્રધુનિ ઓળંગ્યા પછી મેગેલને કિનારે કિનારે થઇને ઉત્તર તરફ જવાનું ઠરાવ્યું. કારણુ આ જગાએ તાઢ તો ખૂબ હતીજ, તેમાં વળી વરસાદ

શરૂ થયો અને દરિયાઇ તોફાન થવા લાગ્યાં. ઉત્તરે ત્રીસ અક્ષાંશની આ બાજુ આવ્યા પછી એનાં વહાણ પર વહેપારી વાયરાની અસર જણાવા લાગી.

પેસીફિક મહાસાગર

હવા ભેજ વગરની અને આકાશ નિર્મળ દેખાવા લાગ્યું. દક્ષિણ ગોળાર્ધમાં વ્યાપારી પવન અગ્નિખુણા તરફથી વાયવ્યખુણા તરફ ફૂંકાતો હોવાથી આ વહાણો દક્ષિણ અમેરિકા છોડી મહાસાગર પર આગળને આગળ વધવા લાગ્યાં. સમુદ્ર પણ ત્રણ ચાર મહીના શાન્ત હતો. એટલે આ મહાસાગરનું "પેસીફિક" એટલે "શાંત મહાસાગર" એવું સાર્થનામ મેગેલને પાડયું.

પરંતુ ત્રણચાર મહીના સુધી સતત પ્રવાસ કરવા છતાં, જ્યારે આ મહાસાગરનો અંત દેખાયો નહિ ત્યારે આ મહાસાગર અમર્યાદિત હશે કે શું એવી બ્હીક ખલાસીઓને લાગવા મંડી. રસ્તામાં એક બે ટાપુઓ એમના જોવામાં આવ્યા. પણ આ બેટ પર મનુષ્ય, પ્રાણી કે પક્ષી કંઇ પણ દેખાયું નહિ ત્યારે આ લોકોના બહુ બુરા હાલ થયા.

અનંત સાગર અને ખોરાકની તંગી.

ચાર મહીના સુધી એમને તાજું અન્ન મળી શક્યું નહિ. જે હતું તેમાં ઇયળ, જીવડા વગેરે પડયું હતું, તે સાફ કરી કરીને વાપર્યું. બીસ્કીટ વગેરે પણ ઉંદરે અડધાં પડધાં ખાઇ બગાડેલાં અને

તેની અંદર ગંધ ઉઠેલી, છતાં બીજો ખોરાક ન મળવાથી એવું એવુંય ચલાવી લેવું પડયું. પાણીની પણ તંગી જણાવા લાગી. અને જે થોડું પાણી હતું તેમાં ગંધ મારતી હતી, અને એનો રંગ પણ બદલાયો હતો. તેમની સાથે લઇ લીધેલા પ્રચંડ માણસો પૈકીનો એક મરી ગયો. તે સિવાય બીજા પણ કેટલાક ખલાસીઓ મરી ગયા.

છેવટે છેવટે તો અન્ન ને બદલે ભૂંસુ, ચામડાનાં પટા, ડાંગરના છોડાં વગેરે જે જે વસ્તુઓ ખાઇ શકાય એમ લાગ્યું, તે ખાવામાં વાપરી. લગભગ બધાયની ધીરજ ખૂટી ગઇ. એમણે સાથે મળી ઇશ્વર પ્રાર્થના કરવા માંડી અને ખરા અંતઃકરણથી કરેલી એ પ્રાર્થના પ્રભુને સાંભળવી જ પડી. થોડો વધુ પ્રવાસ કર્યા પછી એ લોકો એક બેટ પર આવી પહોંચ્યા. અહીં એમને ભરપટ્ટે ખોરાક પાણી મળ્યાં. પાછો, બધાના જીવમાં જીવ આવ્યો. આ બેટના જંગલી વતનીઓ ખૂબ ચોરંટા હતા. એ ઉપરથી મેગેલને એ બેટનું નામ "લાડ્રોન્સ" એટલે "ચોરોનો બેટ" એમ આપ્યું.

ફિલિપાઇનમાં તાજા થયા.

સ્પેન છોડયે એમને ઓગણિસ મહીના થઇ ગયા. લાડ્રોન્સ બેટથી પાછી પશ્ચિમ તરફ દશ દિવસ મુસાફરી કર્યા પછી આ સાહસિક પ્રવાસીઓ ફિલિપાઇન નામના ટાપુઓ પાસે આવી પહોંચ્યા. આ બેટના



——— ફર્ડિનાન્ડ મેગેલનની પૃથ્વી પ્રદક્ષિણાનો માર્ગ

લોકો માયાળુપણે અને સારી રીતે વર્તન રાખતા માલમ પડતાં, મેગેલને અહીં થોડા દિવસ વિશ્રાંતિ લેવાનો વિચાર કર્યો. કેટલાય દિવસો પછી ખલાસીઓએ જમીન પર પગ મૂકયો, અને આ બેટના કિનારા પર તંબુ ઠોકયા. અહીંના લોકોએ એમને માછલી, તાડી, કેળાં, નારિયેળ વગેરે ખાવાપીવાનું ખૂબ જથામાં પૂરું પાડયું. અહીં દશ દિવસ સુધી ખાઇ પી, મોજમજા કરી સંપૂર્ણ આરામ લીધો. એટલે બધા ખલાસીઓ પાછા તાજા થઇ ગયા.

મેગેલને એ બેટના લોકોને, લાલ ટોપીઓ, આરસા, કાંસકીઓ, ઘંટડીઓ, હાથીદાંત વગેરે વસ્તુઓ આપી અને તેના બદલામાં ચોખા, ફળફળાદિ, મરઘી, વગેરે ખાવામાં ઉપયોગી થાય એવી વસ્તુઓ લીધી. મીઠા પાણીનો પણ ખૂબ મોટો જથો પોતાના વહાણોમાં ભરી લીધો. ફરી પાછો પ્રવાસ શરૂ થયો.

એક બે દિવસ પ્રવાસ કર્યા પછી, "માસાવા" નામના બેટ આગળ એનાં વહાણ આવી પહોંચ્યાં. એ બેટના લોકો આમને જોઇને ખૂબ ગભરાયા પણ મેગેલન પાસે એક નીગ્રો જાતનો ગુલામ હતો તેને આ લોકની ભાષા આવડતી હતી. આ ગુલામ ત્યાંના લોકોને મળ્યો, અને એમને સમજાવ્યું કે, "અમે શત્રુઓ નથી, અમારે તો ફક્ત ખાવાપીવાના પદાર્થો વેચાતા લેવા છે."

માસવા બેટ.

"માસવા" બેટના રાજા સાથે મૈત્રિ. પછી મેગેલને આ બેટના રાજાને એક લાલ-પીળા રંગનો કાપડનો તાકો અને સુંદર લાલટોપી એ વસ્તુઓ ભેટ તરીકે મોકલી, સંદેશો કહાવ્યો કે, "આપણે બધા ભાઇઓ છીએ." રાજાએ પણ ઉત્તર કહાવ્યો કે, "આપણે ભાઇઓ છીએ માટે મારા બેટ પર આવો." પછી એ બંન્ને મિત્રો બન્યા. રાજા મેગેલનને મળવા ખાસ કિનારા પર આવ્યો.

સોનાની ખાણ. પાછા જતી વખતે મેગેલનના કેટલાક સરદારોને પોતાની સાથે લેતો ગયો. એમણે પાછા આવી વર્ણન કર્યું, "કે આ લોકો પોતાનાં ઘર ઝાડ ઉપર બાંધીને રહે છે, અને ઘરમાં જવા માટે એક લાંબી સીડી રાખે છે. આ બેટ પર સોનાની ખાણો હોવાથી રાજાને ત્યાંનાં બધાં વાસણકુસણ–થાળીઓ, વાડકા, લોટા, પવાલાં વગેરે સોનાના જ બનાવેલાં હતાં. એમનાં હથિયારોની મૂઠો પણ સોનાની બનાવેલી હતી. આ બેટ પર એક અઠવાડિયું રોકાઇ મેગેલને આગળનો પ્રવાસ શરૂ કર્યો.

અન્ન પાણીના કોઠાર ભરી લીધા. એને હવે "ઝેબુ" નામના બેટ પર જવું હતું. કારણ "માસાવા" બેટના રાજાએ એને કહ્યું હતું કે ત્યાંથી તમને મબલક અન્ન મળશે. ઝેબુ બેટ નજીક આવી પહોંચતાં મેગેલને પોતાનો વાવટો ફરકાવવાનો તથા બધી તોપો એકેકે વાર ફોડવાનો પોતાના ખલાસીઓને હુકમ કર્યો. આ સાંભળી ઝેબુ

મેગેલને આ બેટ પર ત્રણ અઠવાડિયાં ગાળ્યાં. એટલા વખતમા ત્યાંના રાજાનો પ્રેમ એણે સંપાદન કરી લીધો; અને એની પાને સ્પેનના રાજાનું સ્વામિત્વ પણ સ્વિકારાવ્યું. વળી રાજા રાણીને તથા બીજા ઘણા લોકોને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી. " માસાવા " બેટ પર પણ એણે રાજાને તથા બીજા કેટલાકને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી હતી.

માણસને ઠાર કર્યો અને મરણિયા થઇ તરવાર ફેરવતે ફેરવતે પોતાના વહાણ તરફ જવા માંડયું-એટલામાં એના હાથમાંથી તલવાર છટકી ગઇ. શત્રુઓ એને નિઃશસ્ત્ર થયેલો જોઇ, એના પર તૂટી પડયા અને ત્યાંજ એને મરણ શરણ કરી દીધો. આ લઢાઇમાં મેગેલનના બીજાં પણ આઠ માણસો ખપી ગયાં. અને ઘણાને થોડી ઘણી ઇજા થઇ. મેગેલનનું મૃત્યુ.

મેગેલનનું આ કૃત્ય જરા વધારે પડતું કહી શકાય. કારણ, જો એણે સીધે સીધી મુસાફરી જ કરી હોત તો પૃથ્વીની પ્રદક્ષિણા સૌથી પહેલીવાર કર્યાનો યશ એને મળત. અને દુનિયાભરમાં એનું નામ પ્રખ્યાત થઇ જાત. વળી એને બીજી કેટલીયે વાર પૃથ્વી પ્રદક્ષિણા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાત.

પરંતુ મેગેલનના મરણ પછી તેની સાથેનાં માણસો ખરેખરા દુઃખમાં આવી પડયાં. છતાં તેમણે પોતાનામાંના એકને કપ્તાન નીમી તેના હુકમ પ્રમાણે આગળનો પ્રવાસ શરૂ કરી દીધો. મેગેલનની સાથે જે નીગ્રો ગુલામ હતો, તેને આ કપ્તાનના હુકમ ઉઠાવવા ન ગમ્યા, એટલે તે ઝેબુ બેટ પર જ રહી પડયો. સાથીઓનાં સંકટ.

વળી આ ગુલામના મનમાં આ ત્રણ વહાણને પણ આગળ ન જવા દેવાં એમ થઇ આવ્યું. તેથી એણે ઝેબુના રાજાને ઉશ્કેર્યો અને આ વહાણ તાબે કરી લેવા સમજાવ્યો. રાજાએ આ ઉપરથી યુક્તિ

મેગેલને આ બેટ પર ત્રણ અઠવાડિયાં ગાળ્યાં. એટલા વખતમાં ત્યાંના રાજાનો પ્રેમ એણે સંપાદન કરી લીધો; અને એની પાસે સ્પેનના રાજાનું સ્વામિત્વ પણ સ્વિકારાવ્યું. વળી રાજા રાણીને તથા બીજા ઘણા લોકોને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી. "માસાવા" બેટ પર પણ એણે રાજાને તથા બીજા કેટલાકને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી હતી.

મહત્વાકાંક્ષા. મેગેલનનો વિચાર પારોના બીજા બેટો ઉપર પણ સ્પેનના રાજાનુ સ્વામિત્વ સ્થાપન કરવાનો થયો. એટલે એ કામ માટે એણે 'ઝેબુ'ના રાજાની મદદ માગી. મદદના બદલામાં મેગેલને એને આસપાસના બધા બેટોનો ઉપરી નીમવો એમ ઠર્યું. 'ઝેબુ'ની પાડોશમાં 'મેકલન' નામનો એક ટાપુ હતો. ત્યાંના રાજાએ, સ્પેનના રાજાનું ઉપરીપણું સ્વીકારવા ચોકખી ના પાડી. એટલે મેગેલને પોતાનાં ફક્ત ત્રણ વહાણ જ લઇને એ બેટ પર સ્વારી કરી. એની પાસે હોંશિયાર અને હથિયારથી સુસજ્જ થયેલા સાઠ માણસો હતા. અને બેટ પર પંદરસો માણસો હતા. તો પણ એણે બહાદૂરીથી હલ્લો કર્યો. બંને પક્ષ વચ્ચે ખૂબ જોરમાં લઢાઇ ચાલી. છેવટ મેગેલનના પગમાં એક ઝેરી બાણ વાગ્યું. એટલે એણે પોતાનાં માણસોને વહાણ પર પાછા જવાનો હુકમ કર્યો.

એણે પોતે ભાલાની લઢાઇમાં શત્રુના એક

માણસને ઠાર કર્યો અને મરણિયા થઇ તરવાર ફેરવતે ફેરવતે પોતાના વહાણુ તરફ જવા માંડયું–એટલામાં એના હાથમાંથી તલવાર છટકી ગઇ. શત્રુઓ એને નિઃશસ્ત્ર થયેલો જોઇ, એના પર તુટી પડયા અને ત્યાંજ એને મરણુ શરણુ કરી દીધો. આ લઢાઇમાં મેગેલનના બીજા પણુ આઠ માણુસો ખપી ગયાં. અને ઘણાને થોડી ઘણી ઇજા થઇ. મેગેલનનું મૃત્યુ.

મેગેલનનું આ કૃત્ય જરા વધારે પડતું કહી શકાય. કારણુ, જો એણે સીધે સીધી મુસાફરી જ કરી હોત તો પૃથ્વીની પ્રદક્ષિણા સૌથી પહેલીવાર કર્યાનો યશ એને મળત. અને દુનિયાભરમાં એનું નામ પ્રખ્યાત થઇ જાત. વળી એને બીજી કેટલીયે વાર પૃથ્વી પ્રદક્ષિણા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાત.

પરંતુ મેગેલનના મરણુ પછી તેની સાથેનાં માણુસો ખરેખરા દુઃખમાં આવી પડયાં. છતાં તેમણે પોતાનામાંના એકને કપ્તાન નીમી તેના હુકમ પ્રમાણે આગળનો પ્રવાસ શરૂ કરી દીધો. મેગેલનની સાથે જે નીગ્રો ગુલામ હતો, તેને આ કપ્તાનના હુકમ ઉઠાવવા ન ગમ્યા, એટલે તે ઝેબુ બેટ પર જ રહી પડયો. સાથીઓનાં સંકટ.

વળી આ ગુલામના મનમાં આ ત્રણ વહાણુને પણુ આગળ ન જવા દેવાં એમ થઇ આવ્યું. તેથી એણે ઝેબુના રાજાને ઉશ્કેર્યો અને આ વહાણુ તાબે કરી લેવા સમજાવ્યો. રાજાએ આ ઉપરથી યુક્તિ

કરી કહાવ્યું કે " નવો કપ્તાન અને બધા ખલાસીઓ જતા પહેલાં પોતાને મળી જશે તો તેમની સાથે તે સ્પેનના રાજાને કિંમતી હીરા, રત્ન, વગેરે નજરાણા તરીકે મોકલશે. "

નવો કપ્તાન "ડેલકેનો" નવો કપ્તાન પોતાના મદદનીશ અધિકારીઓને લઇ રાજાને મળવા નિકળ્યો. એ લોકો ત્યાં પહોંચ્યા યે નહિં હોય તેટલામાં તો બેટ પરના લોકોએ તેમના પર છાપો મારી તેમને ઠાર કરી નાંખ્યા વહાણપરના લોકોએ આ દૂરથી જોયું પણ તેમનો કંઇ ઉપાય રહ્યો લાગતો નહોતો. એટલે વધારે ખટપટમાં પડયા સિવાય વહાણ સહિત તેઓ ન્હાસી છૂટયા હવે રહેલા ખલાસીઓ પૈકી " ડેલ કેનો " નામના મેગેલનના જૂના મદદનીશને કેપ્ટન નીમી પ્રવાસ તરત જ આગળ ધપાવ્યો.

ત્રણે વહાણ ચલાવવા પૂરતા ખલાસી હવે રહ્યા નહોતા. એટલે ઝેબુ બેટથી થોડે દૂર ગયા પછી કનસેપ્શન વહાણમાંનો સામન વગેરે બીજાં બે વહાણમાં ભરી લઇ તેને સળગાવી મૂક્યું. બધાને હવે સ્વદેશ કયારે પહોંચીએ તેનું જ રટણ થતું હતું એટલે તેમણે સ્પેનનો જ રસ્તો લીધો. પણ જે મસાલાના બેટો માટે એમણે આટલો લાંબો પ્રવાસ કરી દુઃખ વેઠયાં હતાં તે બેટો હવે નજીક જ છે એમ સમજાયું. એટલે તેમણે તે બેટો તરફ વહાણ હંકાર્યાં.

---

## પ્રકરણ ૨૦

# મસાલાનો બેટ બોર્નિઓ શોધાયો

વચ્ચે નાનામોટા ઘણા બેટ આવ્યા છતાં કોઇ બોર્નિઓ.
પણ ઠેકાણે ઉતર્યા વગર તેઓ આગળ ધપ્યે જ ગયા અને સ્પેન દેશ છોડયે સતાવીશ મહીના થઇ ગયા. પછી મસાલાના બેટો પૈકી " બોર્નિઓ " બેટ પર આવી પહોંચ્યા.

આ મસાલાના બેટ પરના લોક, તેમ ત્યાંનો રાજા પણ આ લોકો પાસે બહુ સારી રીતે વર્ત્યો. ખૂબ લાંબા પ્રવાસથી ત્રાસી ગયેલા આ લોકોને તેમનાથી બની શકે તેટલી સર્વ પ્રકારની મદદ એમણે આપી. " મોલકકા " બેટ પર થોડા દિવસ વિશ્રાંતિ લીધા પછી આ લોકોએ પોતાનાં વહાણુ લવિંગના કોથ-ળાથી ઠાંસી ઠાંસીને ભરી લીધાં. પણ આ બેટ પરથી નીકળવાને દિવસે જ એમનું એક વહાણુ ભાંગેલું છે એમ એમને ખબર પડી. એટલે ના ઇલાજે એ વહાણુને તથા એના પરના લોકોને આ બેટ પર જ રોકાવું પડયું.

સ્પેનથી નિકળતી વખતે પાંચ વહાણુ હતાં. મસાલાના બેટ છોડયા.
હવે એમની પાસે માત્ર એકજ વહાણુ બાકી રહ્યું. તે લઇ તેઓએ સ્પેન જવા મુસાફરી શરૂ કરી. જે

વજનનાં નાનાં વહાણુમાં બેસી અને તદ્દન અજાણ્યા એટલે સંકટોથી ભરેલા કેટલાયે મહાસાગરો ઓળંગી ઘણીએ વખત વાવાઝોડાં અને દરિયાઇ તોફાનો સામે હિમ્મતથી ટક્કર ઝીલી એણે પ્રવાસ ચાલુ રાખ્યો હતો.

એમાં વળી, ઘણી વખત ભયંકર, નિર્જન, ખૂબ ઉષ્ણ, ખૂબ ઠંડા, અને બીલકુલ પવન વગરના મુલકો-માંથી પણ, તેને રસ્તો કાઢવો પડેલો. રસ્તામાં બબ્બે ત્રણ ત્રણ મહીનાના ઉપવાસ પણ કરવા પડેલા. પોતાનાં જ વહાણના ખલાસીઓએ જ્યારે બંડ ઉઠાવેલાં ત્યારે, પોતાના જ માણસો સાથે એને નિષ્ઠૂર થવું પડેલુ.

છતાં રસ્તામાં નવા નવા પ્રદેશ વગેરેની શોધ એણે ચાલુ રાખેલી. અને અજાણ્યા મુલકમાં જંગલી અને અર્ધ નગ્ન મણુસો સાથે પણ મૈત્રિ કરી પોતાનું ધ્યેય સિદ્ધ કરવા તરફ જ લક્ષ આપેલું. કેટલીકવાર ભય બતાવી પોતાનું કામ કાઢી લીધેલું. એટલે મેગેલને ફિલિપાઇન બેટ સુધી ખરેખર અલૌકિક ધૈર્ય રાખી આ અપૂર્વ પ્રવાસ કર્યો હતો, એમાં જરા પણ શંકા જેવું નથી.

આ ફિલિપાઇન બેટ આગળ જ એને ચોક્કસ ખબર મળી હતી, કે હવે પશ્ચિમ તરફ નજીકમાં જ મસાલાના બેટો આવેલા છે. એ હકીકતનો ઉપયોગ

ફિલિપાઇન બેટ આગળ.

રસ્તે આવ્યા હતા તે રસ્તે હવે પાછા જવાનું નહોતું. પરંતુ નિકળતી વખતે જે પશ્ચિમ દિશા તરફ પ્રવાસ શરૂ કર્યો હતો, તેજ પશ્ચિમ દિશા તરફ આગળનો પ્રવાસ કરવાનો હતો પશ્ચિમ તરફ જ પ્રવાસ કરતે કરતે મસાલાના બેટ પર જઈ શકાયું, એ ઉપરથી પૃથ્વી ગોળ છે એ વાત હવે ખરેખરી ચોક્કસ થઇ ગઇ. એમનાં વહાણનાં મ્હોં હજી પણ પશ્ચિમ તરફજ હતાં. આ વહાણને હવે હિંદી મહાસાગરને ઓળંગીને જવાનું હતું.

પૃથ્વીની વહેલ વહેલી પ્રદક્ષિણા. હિંદી મહાસાગર ઓળંગી આ વહાણ ઠેઠ આફ્રિકાના દક્ષિણ કિનારા પાસે આવી પહોંચ્યું. તે વખતે પવન ઉલટી દિશામાં ફૂંકાતો હોવાથી "કેપ ઓફ ગુડ હોપ" નો વાંક ઓળંગતાં એમને નવ અડવાડિયાં લાગ્યાં. હવે એમની પાસેનું અન્ન ખલાસ થવા આવ્યું. એટલે છેવટના બે મહીના તો એમને લગભગ અડધા ભૂખ્યા જ રહેવું પડયું હતું. આખરે ઇ. સ. ૧૫૨૨ના સપટેંબર મહીનામાં, એટલે નિકળ્યા પછી ત્રણ વર્ષે બસો સીત્તેર ખલાસીઓમાંથી માત્ર અરાઢ ખલાસીઓ પૃથ્વીની પહેલી પ્રદક્ષિણા પૂરી કરી સ્વદેશ પાછા આવ્યા.

મેગેલનની કાર્ય કુશળતા. તે વખતના માનવ ઇતિહાસમાં આ વાત એક અપૂર્વ બનાવ તરીકે ગણાઇ ગઇ. મેગેલન ખરેખરો સાહસિક માણસ હતો. કારણ માત્ર સો સવાસો ટન

વજનનાં નાનાં વહાણુમાં બેસી અને તદ્દન અજાણ્યા એટલે સંકટોથી ભરેલા કેટલાયે મહાસાગરો ઓળંગી ઘણીએ વખત વાવાઝોડાં અને દરિયાઇ તોફાનો સામે હિમ્મતથી ટકકર ઝીલી એણે પ્રવાસ ચાલુ રાખ્યો હતો.

એમાં વળી, ઘણી વખત ભયંકર, નિર્જન, ખૂબ ઉષ્ણુ, ખૂબ ઠંડા, અને બીલકુલ પવન વગરના મુલકોમાંથી પણુ, તેને રસ્તો કાઢવો પડેલો. રસ્તામાં બબ્બે ત્રણ ત્રણ મહીનાના ઉપવાસ પણુ કરવા પડેલા. પોતાનાં જ વહાણુના ખલાસીઓએ જ્યારે બંડ ઉઠાવેલાં ત્યારે, પોતાના જ માણુસો સાથે એને નિષ્ઠુર થવું પડેલું.

છતાં રસ્તામાં નવા નવા પ્રદેશ વગેરેની શોધ એણે ચાલુ રાખેલી. અને અજાણ્યા મુલકમાં જંગલી અને અર્ધ નગ્ન મણુસો સાથે પણુ મૈત્રિ કરી પોતાનું ધ્યેય સિદ્ધ કરવા તરફ જ લક્ષ આપેલું. કેટલીકવાર ભય બતાવી પોતાનું કામ કાઢી લીધેલું. એટલે મેગેલને ફિલિપાઇન બેટ સુધી ખરેખર અલૌકિક ધૈર્ય રાખી આ અપૂર્વ પ્રવાસ કર્યો હતો, એમાં જરા પણુ શંકા જેવું નથી.

આ ફિલિપાઇન બેટ આગળ જ એને ચોકકસ ખબર મળી હતી, કે હવે પશ્ચિમ તરફ નજીકમાં જ મસાલાના બેટો આવેલા છે. એ હકીકતનો ઉપયોગ

ફિલિપાઇન બેટ આગળ.

કરી જો એણે પોતાનું ધ્યેય ન ચૂકતાં પ્રવાસ જ ચાલુ રાખ્યો હોત, તો પૃથ્વી ગોળ છે, એ સિદ્ધ કરી બતાવ્યાનો જે યશ "ડેલ કેનો" ને મળ્યો તે મેગેલનને જ મળ્યો હોત.

ધર્મઝનૂન. પ્રાણ હાનિ. પરંતુ સામ્રાજ્ય સ્થાપવાની મહત્વાકાંક્ષા અને ઘેલીગતનું ધર્મઝનૂન એના મનમાં ઉત્પન્ન થયું. એ ઝનૂને, એને તેમજ એની સાથેના ખલાસીઓને, પ્રાણ હાનિના પ્રસંગમાં ધકેલ્યા. જો મસાલાના બેટ સુધી એ ગયો હોત તો પછીનો પ્રવાસ જે બચી ગયેલા ખલાસીઓને ત્રાસદાયક થઇ પડયો, તે ન થાત; કારણ કે, પૂર્વ તરફથી તો એ આ બેટ પર એક બે વખત આવી ગયો હતો.

ગમે તેમ કહો; પણ ભૂગોળની દૃષ્ટિએ આ પ્રવાસ ખૂબ મહત્વનો કહી શકાય. પૃથ્વી ગોળ છે એ વાત હવે કેવળ અનુમાનથી નહિં પણ ખરેખરા પ્રત્યક્ષ અનુભવથી સિદ્ધ થઈ ચૂકી.

## પ્રકરણ ૨૧

### ઉપસંહાર

વર્તમાન ભૂગોળનું જ્ઞાન યુરોપની સાહસિક પ્રજાને કેવી રીતે થયું ? તેમણે પોતપોતાના દેશના હિત ખાતર કેટકેટલાં જીવનસટાનાં સાહસ ખેડયાં ? એ બધું તેમણે માત્ર બસો વર્ષની અંદર કર્યું; એ વિચારતાં બીજાં બસો વર્ષમાં આખી પૃથ્વી ઉપર પથરાઇ ગયેલી યુરોપિયન પ્રજાઓનાં સંસ્થાનો કેમ અસ્તિત્વમાં આવ્યાં, તે જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય છે. ભૂશોધનું પરિણામ.

પૃથ્વીના ધન ભંડાર, આજે આ પ્રજાઓ ભેગા કરી રહી છે. હિન્દુસ્તાનની પ્રાચીન સમૃદ્ધિથી અંજાઇ ગયેલા આ લોકોની દાઢ, હિન્દ સાથે વેપાર કરી ખૂબ કમાવા માટે સળકી હતી. તે આજે દુનિયાભરનાં વહેપારને હાથ કરીને તેમણે કંઇક અંશે શાંત પાડી છે. છતાં હજી નવીદુનિયા જડયાનો ઉપયોગ મનુષ્ય સંસ્કૃતિ વધારવામાં થયો છે કે કેમ, તે એક વિવાદગ્રસ્ત વિષય રહ્યો છે.

---

## શ્રી સયાજી સાહિત્યમાલામાં પ્રકટ થયેલાં
# રાજનીતિ તથા ઇતિહાસ સંબંધી
## પુસ્તકો.

---

### રાજનીતિ

૧. (૧૯) **બ્રિટિશ રાષ્ટ્રિય સંસ્થાઓ.** પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. Buckland કૃત 'Our National Institutions" નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૦–૧૩–૦

૨. (૨૧) **શિમ્ન** કર્નલ નાનાસાહેબ જી. શિંદે અને મેજર કે. એન. માવંત મરાઠી ( ૧૯૧૮ ) ૧–૦–૦

૩. (૩૧) **પાર્લામેંટ.** રા. રા. હરિરાય ભગવતરાય બુચ. Ilbert કૃત "Parliament 'નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૧–૪–૦

૪. (૪૬) **રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ.** કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ. એલએલ. બી. જેંક્સ કૃત "History of Politics "નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૦ ) ૧–૪–૦

૫. (૬૬) **પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય.** ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ., એલએલ. બી. Dr. Mukerjee. કૃત "Local Self-Government in Ancient India" નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૪ ) ૧–૧–૦

૬. (૭૩) **जबाबदार राज्यपद्धति.** ( કે. ) પ્રો. મહાદેવ રામચંદ્ર બીડે, એમ. એ. (मराठी) ( ૧૯૨૧ ) ૦–૧૩–૬

૭. (૮૩) **पार्लमेंट.** દાજી નાગેશ આપટે, બી. એ., એલએલ. બી. Sir Courtney P. Ilbert કૃત "Parliament" નો **मराठी** અનુવાદ. ૧–૮–૦

૮. (૧૦૮) **સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ.** રામચંદ્રરાવ રાવજી પવાર બી. એ. એલએલ. બી, એમ. એ, એ. એમ. ( ૧૯૨૬–૧૯૨૭ ) ૦–૯–૦

# શ્રી સયાજી સાહિત્યમાલામાં પ્રકટ થયેલાં
# રાજનીતિ તથા ઇતિહાસ સંબંધી
## પુસ્તકો.

---

### રાજનીતિ

૧. (૧૯) **બ્રિટિશ રાષ્ટ્રિય સંસ્થાઓ.** પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. Buckland કૃત ' Our National Institutions" નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૦–૧૩–૦

૨. (૨૧) **શિમ્ન** કર્નલ નાનાસાહેબ જી. શિંદે અને મેજર કે. એન. માવંત મરાઠી ( ૧૯૧૮ ) ૧–૦–૦

૩. (૩૧) **પાર્લામેંટ.** રા. રા. હરિરાય ભગવતરાય બુચ. Ilbert કૃત " Parliament "નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૧૯ ) ૧–૪–૦

૪. (૪૬) **રાજનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ.** કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, બી. એ. એલએલ. બી. જેંક્સ કૃત " History of Politics "નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૦ ) ૧–૪–૦

૫. (૬૬) **પ્રાચીન હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય.** ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ., એલએલ. બી. Dr. Mukerjee. કૃત " Local Self-Government in Ancient India " નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૪ ) ૧–૧–૦

૬. (૭૩) **જબાબદાર રાજ્યપદ્ધતિ.** ( કે. ) પ્રો. મહાદેવ રામચંદ્ર ભીડે, એમ. એ. (મરાઠી) ( ૧૯૨૧ ) ૦–૧૩–૬

૭. (૮૩) **પાર્લેમંટ.** દાજી નાગેશ આપટે, બી. એ., એલએલ. બી. Sir Courtney P. Ilbert કૃત " Parliament " નો મરાઠી અનુવાદ. ૧–૮–૦

૮. (૧૦૮) **સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ.** રામચંદ્રરાવ રાવજી પવાર બી. એ. એલએલ. બી, એમ. એ, એ. એમ. ( ૧૯૨૬–૧૯૨૭ ) ૦–૯–૦

૯. (૧૩૦) **આપણું પ્રાચીન રાજ્યતંત્ર.** (અથવા રાજપ્રજાના ધર્મો) મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ., લક્ષ્મીનાથ બદરીનાથ શાસ્ત્રી, બી. એ. અને શ્રીધર લક્ષ્મણ પદેશાસ્ત્રી. ( ૧૯૨૮ ) ૧–૪–૦

૧૦. (૧૬૧) **राजनीतिशास्त्रांची मूळतत्त्वें** ભાસ્કર ત્ર્યંબક કાળે. બી. એ.; એફ. આર. ઇ. એસ. મરાઠી ( ૧૯૨૯ ) ૨–૧–૦

૧૧. (૧૮૭) **કૌટિલીય અર્થશાસ્ત્ર.** જયસુખરાય પુ. જોશીપુરા એમ. એ. ( ૧૯૩૦ ) ૩–૮–૦

૧૨. (૧૯૮) **જગતની રાજનીતિ અને હિંદ** વિઠ્ઠલદાસ કાનજી ભૂતા, તારકનાથ દાસના " India in World Politics " નો અનુવાદ. ( ૧૯૩૨ ) ૦–૬–૦

૧૩. (૨૨૦) **કેનેડાનું જવાબદાર રાજતંત્ર.** પ્રો. ચિમનલાલ મગનલાલ ડૉકટર એમ. એ., એલએલ. બી. ( ૧૯૩૩ ) ૧–૮–૦

૧૪. (૨૩૫) **સરલ રાજ્યશાસ્ત્ર** ડૉ. જ્યોતીન્દ્ર માર્કંડ મ્હેતા એમ. એ; પીએચ. ડી; બાર–એટ–લૉ (૧૯૩૫) ૧–૦–૦

## ઇતિહાસ.

૧ (૩૯) **हिंदुस्थानचा लष्करी इतिहास व दौलतराव्याच्या फौजा** કર્નલ નાનાસાહેબ શિંદે. સ્વતંત્ર મરાઠી લેખ. (૧૯૨૧) ૨–૮–૦

૨. (૬૫) **हिंदुस्तानचा अर्वाचीन इतिहास: मराठी रियासत** ( मध्यविभाग ) ( ૧૭૦૭–૧૭૪૦ ) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. મરાઠી ( ૧૯૨૦ ) ૨–૧૨–૦

૩. (૬૬) **सदर** (मध्यविभाग भाग २) (૧૭૪૦–૧૭૬૧) ગોવિંદ સખારામ સરદેસાઇ બી. એ. મરાઠી ( ૧૯૨૧ ) ૩–૦–૦

૪. (૮૮) **हिंदुस्तानचा अर्वाचीन इतिहास—मराठी रियासत** ( मध्यविभाग ) ( ૧૭૬૧ ) पानिपत प्रकरण ગોવિંદ સખારામ સરદેસાઇ, બી. એ., મરાઠી ( ૧૯૨૨ ) ૨–૪–૦

૫. (૮૨) **રોમનો ઇતિહાસ.** ભગતરામ ભાનુસુખરામ મહેતા, એ. ટી. સી. ઇ. Mendel Creighton કૃત " History of Rome " નો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૩ ) ૧–૦–૦

૬. (૯૦) **मराठ्याचा प्रसिद्ध लढाया.** કર્નલ નાનાસાહેબ ગણપતરાવ શિંદે. **मराठी** ( ૧૯૨૨ ) ૩–૨–૦

૭. (૯૮) **अप्रसिद्ध ऐतिहासिक चरित्रें.** વિનાયક સદાશિવ વાકસકર **मराठी** ( ૧૯૨૫ ) ૧–૦–૦

૮. (૧૦૧) **અશોકના શિલાલેખો.** ભરતરામ ભાનુસુખરામ મહેતા. એ. ટી. સી. ઇ. ( ૧૯૨૬ ) ૧–૬–૦

૯. (૧૦૯) **વડોદરા રાજ્યનો ઇતિહાસ.** (ઇતિહાસ–ગુચ્છ) ચુનીલાલ મગનલાલ દેસાઇ. બી. એ. રા. બ ગોવિંદભાઇ અને (સ્વ.) એ બી. ક્લાર્ક એમણે ગ્રંથેલા "Baroda Gazetteer" નાં ઇતિહાસ સંબંધી પ્રકરણનો ગુજરાતી અનુવાદ. ( ૧૯૨૭ )

૧૦ (૧૧૫) **ઇંગ્લંડ અને હિંદુસ્તાન** (સ્વ.) સત્યેન્દ્રરાવ ભીમરાવ દીવેટિયા બી. એ R. C Dutt કૃત "England and India"નો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૭ ) ૦–૧૫–૦

૧૧. (૧૨૩) **हिंदुस्तानच्या इतिहासांतिल गोष्टी** મહાદેવ મુકુંદ જોશી. બી. એ. એલએલ બી. P. T Shrinivas Iyengar કૃત " Tales from the Story of India " **मराठी** અનુવાદ ( ૧૯૨૮ ) ૦–૧૨–૦

૧૨. (૧૨૬) **મરાઠી રિયાસત : મધ્ય વિભાગ ભાગ પહેલો** ( ઇ. સ. ૧૭૦૭–૧૭૪૦ ) ભરતરામ ભાનુસુખરામ મહેતા, એ. ટી. સી. ઇ., સરદેસાઇકૃત મરાઠી ગ્રંથનો ગુજરાતી અનુવાદ ( ૧૯૨૮ ) ૨–૧–૦

૧૩. (૧૩૭) **जर्मन साम्राज्याची पुनः स्थापना** વિનાયક ગણેશ આપટે, બી. એ., Col. Malleson કૃત "Refounding of the German Empire "નો **मराठी** અનુવાદ. (૧૯૨૮) ૨–૧૪–૦

૧૪. (૧૫૨) **હિંદુસ્તાનના ઇતિહાસની વાતો.** ભરતરામ ભાનુસુખરામ મહેતા એ. ટી. સી. શ્રીનિવાસ આયંગારકૃત " Tales from the Story of India " નો અનુવાદ. ( ૧૯૨૮ ) ૦–૧૨–૦

૧૫. (૧૮૪) મંગોપાર્કની મુસાફરીઓ. સુમન્ત નાથજી ભટ્ટ બી એ એલએલ. બી. ' Travels of Mango Park ' ઉપરથી ( ૧૯૩૦ ) ૧-૧૪-

૧૬. (૧૮૫) પ્રાચીન બાબિલોનિયા મનસુખલાલ મોહનલાલ પોટા બી. એ. ( ૧૯૩૦ ) ૧-૧-

૧૭. (૧૯૭) आलमगीर के पत्र. પંડિત શાન્તિપ્રિય હિન્દી ( ૧૯૩૨ ) ૦-૧૦-

૧૮. (૨૦૮) અમેરિકાનાં સંયુક્ત રાજ્યો. પ્રો. ચીમનલાલ મગનલાલ ડૉકટર એમ. એ.; એલએલ. બી. લાલા લજપતરાયના " United States of America" તથા બીજાં પુસ્તકોને આધારે ૧- -૦

૧૯. (૨૨૩) तंजावरचे मराठे राजे. વિનાયક મહાશિવ વાકસકર (૧૯૩૩) મરાઠી ૧-૯-૦

૨૦. (૨૨૪) રાજા છબીલારામ બહાદુર. માનશંકર પીતાંબરદાસ મહેતા ( ૧૯૩૩ ) ૧-૧૪-૦

૨૧. (૨૨૮) प्राचीन युद्धविद्या (?) રા. બા. કૃષ્ણાજી વિનાયક વઝે એલ. સી. ઇ. (૧૯૩૪) મરાઠી ૧-૦-૦

૨૨. (૨૨૯) મેઘાસ્થિનીસના સમયનું હિંદ. પુનીલાલ બેચરલાલ ભટ્ટ બી. એ. બી. ટી. ( ૧૯૩૪ ) ૦-૮-૦

૨૩. (૨૩૦) ઇટાલીમાં નવચેતન નરેન્દ્ર સીકંદરરાય દેસાઇ, બી. એ. (૧૯૩૪) ૧-૦-૦

૨૪. (૨૩૧) ઈત્સીંગના સમયનું હિંદ ભાલચંદ્ર મંછારામ દેસાઇ એમ. એ. (૧૯૩૪) ૧-૧૨-૦

૨૫. (૨૩૬) પ્રાચીન પૂર્વ કલપતરામ ઇ. પાઠક બી. એ. (૧૯૩૫) ૦-૧૨-૦

૨૬. (૨૪૮) હિંદની સફરે નિકળેલા વહાણવટીઓ. ડૉ. દેવેન્દ્ર ર. મજમુદાર, એલ. સી. પી. એમ. (૧૯૩૫) ૦-૧૨-૦